# સુબોધ ગરબાવળી.


રચનાર,

બાપાલાલ ભાઇશંકર ભટ્ટ.

સારંગપુર, ઘાસીરામની પોળ—અમદાવાદ.



પ્રકાશક,

બાપાલાલ ભાઇશંકર ભટ્ટ.

સારંગપુર, ઘાસીરામની પોળ—અમદાવાદ.





સુધારા વધારા વાળી આવૃત્તિ આઠમી.

અમદાવાદ.

પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

વલ્લભભાઇ ઇશ્વરભાઇએ છાપી.

ઇ. સ. ૧૯૧૮ પ્રત ૮૦૦.





કીમત ચાર આના.

# પ્રસ્તાવના.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં ઇનામના મેળાવડા વખતે કેટલીક ગરબીઓ રચી મેં છોડીઓ પાસે ગવરાવી, તે મારા કેટલાક મિત્રોને પસંદ પડી અને એવી વધારે ગરબીઓ રચેલી જોવાની તેમણે ઇચ્છા બતાવી, તે ઉપરથી આ સુબોધ ગરબાવળી મેં રચી છે.

સાધારણ રીતે ત્રણ હેતુ ધ્યાનમાં રાખીને મેં આ ગરબીઓ રચી છે. તે એ કે (૧) ગોળ કુંડાળામાં ફરતાં ગાવાથી બાળકીઓ અને સ્ત્રીઓનાં શરીર અને અવયવોનું નિયમિત રીતે હાલવું ચાલવું થાય અને તેમને થોડી કસરત મળે. (૨) ગાનાર અને સાંભળનારની ઉંચી મનોવૃત્તિઓ તથા તેમનું નીતિ અને ભક્તિ તરફનું વલણ દૃઢ થાય, અને (૩) તેમને એક ઉંચા પ્રકારનો આનંદ મળે. આ ત્રણ હેતુ કેટલે દરજ્જે પાર પડયા છે તે જોવાનું હું સુજ્ઞ વાંચનારને સોંપું છું.

આ નાની ગરબાવળીના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં નાની છોડીઓને ગાવા અને શીખામણ લેવા જેવી ગરબીઓ મૂકવામાં આવી છે. બીજા ભાગમાં સ્ત્રીઓને લાયક ગરબીઓ છે અને ત્રીજા ભાગમાં કહાણીઓ અને આખ્યાન મૂકયાં છે.

આ ઠેકાણે મારે કહેવું જોઇએ કે જુદા જુદા રાગ પસંદ કરવામાં મને બ્હેન શારદા ગોપીલાલ તથા બ્હેન વસંતકુમારી બીમરાવ તરફથી સારી મદદ મળી છે.

અમદાવાદ.<br>
આસો સુદી ૨

બા. બા.

# અનુક્રમણિકા.

પૃષ્ટ.



## ભાગ બીજો.

## ભાગ ત્રીજો.

# સુબોધ ગરબાવળી.

## *ઇશ્વર પ્રાર્થના.

**લીલી લીમડીરે, લીલો નાગરવેલનો છોડ, એ રાગ.**

પ્રથમ [1]પ્રણામીએરે અંતરજામી શ્રી અવિનાશ,
તારી કૃપા વડેરે સૌની સફળ થવાની આશ;
આખા વિશ્વમાંરે તુજ વિણ ખાલી નહિ કો ઠામ,
આદી, મધ્યનોરે વળી તું આખરનો વિશ્રામ. ૧

કોણ કળી શકેરે તારી અકળ ગતિ ભગવાન,
શક્તિ વિચારતાંરે ભૂલે ભલા ભલા પણ ભાન;
સૃષ્ટિ પેખીનેરે તોપણ નિશ્ચય એવો થાય,
બહુજ વિચારીનેરે રચના તેં કીધી જગરાય. ૨

ખૂણે ખોચરેરે તારી ખૂબી બહુ દેખાય,
આખા વિશ્વમાંરે તારી દૃષ્ટિ ઉંડી જાય;
રહીને વેગળોરે લે છે વિશ્વતણી સંભાળ,
પાળે પ્રેમથીરે સૌને જાણીને નિજ બાળ. ૩

આંખો આપીનેરે કીધા સૂર્ય શશિ દિન રાત,

---

* આ ગરબી ઇશ્વરપ્રાર્થના માટે છે. તે સઘળી છોડીઓ સીધી હારોમાં ઉભી રહીને સાથે ગાઇ શકે છે. તેમજ તે ગોળ કુંડાળામાં ફરીને તાળી સાથે પણ ગવાય છે. તે બહુ લાંબી છે, પરંતુ તેને ટુંકાવી શકાય છે; જેમકે ઉપરથી છ, સાત, કે આઠ કડીઓ ગાયા પછી એકદમ છેલ્લી બે કડીઓ ગાય તો તેથી બાધ આવતો નથી.

[1] પ્રણમીએ.

રંગ નવા નવારે પેખી થાય સહુ રળિયાત;
આકાશે કર્યોરે અગણિત તારાનો ચળકાટ,
જાણે છાઇઠેરે રૂડા ચંદરવાથી રાત.
સૂરજ ખેંચતોરે ખારા સાગરમાંથી નીર,
બહુ મીઠાં કરીરે વાદળ વહેંચે વહીને શીર;
પાધર પહાડમાંરે જંગલ, ખેતર, ને વળી ખાડ,
પાણી પહોચતાંરે તેથી ઉછરે તૃણ ને ઝાડ. ૫
વનની વેલીઓરે ફાલે બાગ બગીચે ફૂલ,
પૃથ્વી શોભતીરે જાણે પહેર્યાં છે પટકૂલ;
પાક નવા નવારે મીઠા મધુરા માણસ કાજ;
કીધા પ્રેમથીરે જાણી નિજ બાળકની દાઝ. ૬
પ્રભુ તેં પુષ્પમાંરે કેવો મેલ્યો મીઠો વાસ,
નાજુક પલ્લવોરે કેવાં કોરી કીધાં ખાસ.
પૃથ્વીપેટમાંરે, પાનાં હીરા, માણેક થાય,
રૂડા રંગથીરે ક્યારે રંગ્યાં તેં જગરાય! ૭
ધાતુ નવી નવી રે દાટી માટીમાં મહારાજ,
જાણ્યું જાગશેરે આગળ એનો ઉદ્યમ આજ;
કાળા કોયલારે જેની ખાણોમાં નહિ ખોટ,
તેના તાપથીરે ચાલે સંચા, ગાડી, બોટ. ૮
વિદ્યુત્ તેં કરીરે જેથી કામ અલૌકિક થાય,
મૈલ હજારથીરે પળમાં સંદેશા લઇ જાય;
દીવામાં વસીરે આપે અજવાળું મહા મૂલ,
ગાડી ચાલતીરે વિદ્યુત્ બળથી વેગ અતૂલ. ૯
જો મધમાખીએરે કીધાં મીણુ અને મધ સાર,
સાગર માછલીરે કરતી મોતી અપરંપાર;
ઝીણાં જંતુએરે બાંધ્યા મહાસાગરમાં બેટ,
પક્ષિ પ્રવાસીનેરે વગતી વસવા કીધા ભેટ. ૧૦

કીડો કારમોરે કરતો કોશેટામાં હીર,
રૂડા રંગનાંરે તેનાં ચતુરા પહેરે ચીર;
સીપો શંખલારે, તેના મચ્છ ઘડે છે ઘાટ,
પ્રભુ તેં શીખવ્યું રે, આપ્યા કયી શાળામાં પાઠ? ૧૧
જો કણ એકથીરે સો કણ માટીના થઇ જાય,
તે કણ ખાઇનેરે માણસ પોષે છે નિજ કાય;
તે પણ આખરેરે પાછો માટી માંહી સમાય,
એમ ખનીજનાંરે તત્ત્વો ઉદ્‌ભિજ, પ્રાણીજ થાય. ૧૨
વાયુ રૂપનુંરે પાણી થાય પ્રત્યાહિ જેમ,
ગરમી ખોઇનેરે થાશે બરફતણો ઘન તેમ;
એમ અસંખ્ય છેરે તેનો ગણતાં ના'વે પાર,
અકળ કળાથકીરે પ્રભુ તું કરતો લય વિસ્તાર. ૧૩
કાં કૃતિ આપનીરે ક્યાં આ અલ્પમતિ ભગવાન.
કીડી શું કરેરે આખા મહાસાગરનું પાન;
શક્તિ વિચારીનેરે તારે શરણ થયાં ઓ તાત,
અમને પ્રેરજેરે નીતિ ભક્તિમાં દિનરાત. ૧૪

---

## ભાગ પહેલો.

### ( નાની છોડીઓ માટે. )

#### ગરબી. *

**"મા પાવાતે ગઢથી ઉતર્યાં મા કાળીરે." એ રાગ.**

આ પ્રભુએ આપી આંખ, સન્મુખ જોવાને,
તે સાથે બુદ્ધિ વિચારની, દુખ ખોવાને;

---

* આ ગરબી બોલતી વખતે દરેક લીટીમાં શરીરના જે અવયવ વિષે વાત આવે તે અવયવ બંને હાથવડે બતાવવા અને "તાળી પાડીને" આ શબ્દો આવે ત્યાંથી આરંભીને આગળ તાલ પ્રમાણે તાળીઓ પાડવી.

આ પ્રભુએ આપ્યા કાન, શાસ્ત્ર વચન સુણવા,
વળી પ્રભુએ આપ્યું મુખ, સુવાણી ઓચરવા.
આ પ્રભુએ આપ્યા હાથ, શુભ કામો કરવા,
વળી પ્રભુએ આપ્યા પાય, સુમારગ સંચરવા.
આ જે જે ચીજ જરૂરની, તે આપીને,
જગદીશ જુએ છે સર્વ, સધળે વ્યાપીને,
તે માટે સખીઓ સર્વ, સાથ મળી રહીએ,
એ પ્રભુને લાગી પાય, તેના ગુણ ગાઇએ.
એ પ્રભુમાં આપણ આજ, ચિત્ત લગાડીને,
ગુણ ગાઇએ શાણી બ્હેન, તાળી પાડીને.
પ્રભુ ન્યાયી ને વળી નેક, સર્વતણો ત્રાતા.
એ જગતતણો માબાપ, સૌનો સુખદાતા.
સૌ સખીઓ પૂજો પ્રેમથી, એ છે પાસે,
પછી સુમતિ માગો બેન, તેથી સુખ થાશે.

---

ગરબી. (ડ્રિલ માટે.)

"અચકો મચકો કારેલી." એ રાગ.

ચાલો ઉત્તરમાં મુખ કરીએરે, દક્ષિણને પાછળ ધરીએ.
આ પશ્ચિમ ડાબે પાસેરે, પૂર્વ દિશા જમણી જાશે.
હવે સીધાં ઉભાં રહીએરે, બીજી વાત પછી કહીએ.

---

× આ ગરબી બોલતી વખતે દરેક લીટીના અર્થ પ્રમાણે ફરવું તથા હાવભાવ કરવા. જેમકે પહેલી લીટી બોલતી વખતે ઉત્તર તરફ ફરવાનું છે. બીજી લીટી બોલતી વખતે ડાબે હાથે પશ્ચિમ દિશા બતાવવી અને જમણે હાથે પૂર્વ દિશા બતાવવી. પછી સીધાં ફરવું, અને મોં, આંખ અને કાન બતાવવા, ઈત્યાદિ.

આ કાને મુખ અમારૂંરે, આંખ રચી જોવા સારૂ.
આ કાન કથા સાંભળવારે પગ પૃથ્વી ઉપર ફરવા.
આ હાથવડે કંઈ આપોરે, દુર્બળનાં દુખડાં કાપો.
આ હાથે પુસ્તક ઝાલોરે, વાંચી શાસ્ત્ર વચન પાળો.
આ હાથે પંથ બતાવોરે, કોઈ અજાણ્યો જો આવ્યો.
આ કર જોડીને ઠરજોરે, પ્રાર્થના પ્રેમે કરજો.
મોટાંને દેખી પ્રીતેરે, બેન નમો રૂડી રીતે.
ફરી સજ્જનને શિર નામીરે, સર્વ ફરો સામાસામી.
સખીઓને ભેટો ભાવેરે, અવસર આવો નહિ આવે.
વળી સીધાં ફરીને બેસોરે, ક્યાં સુધી ઉભાં રહીએ.
સૌ સાથે ઉભાં થઈએરે, કાલાંની કથની કહીએ.
અમે જેવું તેવું ભાખ્યુંરે, ડહાપણ નામ નથી દાખ્યું.
કંઈ ભૂલ પડી તો ભાખોરે, મોટાં મહેર સદા રાખો.

---

ગરબી. * (ડ્રિલ માટે.)
રાગ ઉપર પ્રમાણે.

અમે સાચે સાચું કહીએરે, એજ અમારી છે રીતી;
અમે દુર્જનથી દુર રહીએરે, એમાં ન્યાય અને નીતિ.

---

* આ ગરબી ડ્રિલને માટે રચી છે. એક અથવા વધારે સીધી હારોમાં છોડીઓને ઉભી રાખવી અને તે હારોની વચ્ચે ત્રણત્રણ હાથનું અગર જરૂર જણાય તેટલું અંતર રાખવું. પછી આખી ગરબી છોડીઓ પાસે ગવરાવવી અને તાલ પ્રમાણે તેમને ત્રણ ડગલાં આગળ અને ત્રણ ડગલાં પાછાં ભરવાનું કહેવું જેમકે પહેલી લીટીના ત્રણ તાલ સાથે બધી છોડીનેઓએ આગળ ત્રણ ડગલાં ભરવાં અને ચોથે તાલે બે પગ જોડે કરવા તેમજ બીજી લીટીના ત્રણ તાલ સાથે ત્રણ ડગલાં પાછળ ભરવાં અને ચોથે તાલે બે પગ જોડે કરવા.

અમે સજ્જનમાં જઈ વસીએરે. એજ૦
અમે ખામી દેખી ખસીએરે. એમાં૦
દીનનું દુખ ટાળી ઠરશુંરે. એજ૦
અમે પાપીને પરહરશુંરે, એમાં૦
અમે દુખીઓની વહારે ધાઇએરે, એજ૦
નહિ લાલચમાં લેવાઇએરે, એમાં૦
અમે સત્યને કાજે મરીએરે, એજ૦
અન્યાય થકી ઓસરીએરે. એમાં૦
અમે દુખમાં ધીરજ ધરીએરે, એજ૦
અમે ડાઘ પડયાથી ડરીએરે, એમાં૦
અમે એક વચનથી રહીએરે. એજ૦
અમે જૂઠ ભણી નવ જઇએ રે, એમાં૦

---

## શીખામણ.

### ગરબી.

### સુણજો સાજનોરે—એ રાગ.

નિત્ય સવારે વહેલાં ઉઠી દાતણ પાણી કરીએજી;
તન મન શુદ્ધ કરીને પ્રેમે ધ્યાન પ્રભુનું ધરીએ.
શાણાં થઇએજી. ૧

માત પિતા કે બીજાં સાથે વાણી વિવેકે વદીએજી;
ગાળાગાળી કે અપશબ્દો ઓચરીએ નહિ કદીએ.
શાણાં—૨

ઘરમાં રહી ઘરધંધો કરીએ કે વિદ્યા કંઇ ભણીએજી;
શીવણ, ભરત અને ગુંથણનાં કામ કુશળ થઇ કરીએ.
શાણાં—૩

નિશાળે જતાં નવ લાજો પુસ્તક પોથી ઝાલોજી;
શિક્ષકની શીખામણ માની તેજ પ્રમાણે ચાલો.

શાણું—૪

જુઠ વચન મુખથી નવ વદીએ, પરનિંદા નવ કરીએજી;
સૌ સાથે સંપીને રહીએ નમ્ર વચન ઓચરીએ.

શાણું—૫

એક ઘડી આળસ નવ કરીએ કામ રૂડાં કંઇ કરીએજી;
કૂડ કપટને કાઢી નાંખી પરમેશ્વરથી ડરીએ.

શાણું—૬

ગાંડાં થઇ ગુસ્સો નવ કરીએ શોક સદા પરહરીએજી;
જો કંઇ કષ્ટ થયું કાયામાં, ધીરજ મનમાં ધરીએ.

શાણું—૭

અદેખાઇને અળગી કરીને સૌનું સારૂં ચાહીએજી;
સાંજ સવારે નિર્મળ મનથી ગુણ પ્રભુના ગાઇએ.

શાણું—૮



## સવૈયા. +

### ( ચાલતાં ચાલતાં ગાવાને. )

ડાબો પગ ઉપાડો પહેલા, જમણો તેની આગળ થાય.
એવી રીતે ચાલો જાણે, સૌ રૂપીઓ વગ્રોડે જાય.

+ છોડીઓ સંધી હારોમાં ઉભી હોય ત્યાંથી તેઓ ગરબો ગાવા માટે ગોળ ઉપર જાય તે વખતે આ કવિતા સઘળી છોડીઓએ સાથે ગાવાની છે અને ચાલતાં ચાલતાં સઘળી છોડીઓએ આ કવિતાના તાલ પ્રમાણે એકી વખતે સાથે પગલાં ભરવાં જોઇએ.

ચોખા ચ્હેરા રાખો સર્વે, ચોખાં વસ્ત્ર ધરો નિજ અંગ.
હસતે મુખડે હાલી ચાલી શોભાવો શાળા નવરંગ.
શિક્ષકની શીખામણ માનો, જોજો ચૂક જરા નવ થાય,
ગાતાં ગાતાં ચાલો બ્હેનો, તાળ પ્રમાણે મૂકો પાય.
વખત વટયો ભણતર ભણવાનો, કસરત કરો આ છે કાળ,
ચંચળ થઇ ચાલો ચિત્ત રાખી, ચાલતાં નવ ચૂકો તાળ.
તે સાથે શીખામણ સારી, હૃદય વિષે સહુ રાખો બાળ.
સાચાં થઇ રહેજો સહુ સાથે, મુખથકી નવ બોલો ગાળ.
મીઠી વાણુ વદો સહુ સખીઓ, કૂડ કપટને કાઢી દૂર;
સીધે રસ્તે સર્વ વિચરજો ઇશ્વરનો ડર રાખી ઉર.
[1]પરમારથ પર રાખો પ્રીતિ, દીલ દયાનું રાખો જોર;
નિર્મળ મન નીતિથી શોભે, નમ્ર બની નવ રાખો તોર.
સૌ સારી સોબતમાં રહીને, ભણવા પાછળ રાખો ખત;
આ લોકે પરલોકે બ્હેનો, એજ સદા સુખનો છે પથ.

---

## સખીઓને ગરબા માટે આમંત્રણ.

### ગરબી.

**મારા વાલાજી હો હવે નહિ જાઉં મહી વેચવારે લોલ.**

**એ રાગ**

સર્વે સખીને તેડી આવજોરે લોલ, ગરબો રચીશું મારે ઘેર;
ભલા ભાવથીરે લોલ, સર્વે સખીને તેડી આવજોરે લોલ. ૧
વડી વિવેકી મારી માવડીરે લોલ, સખીઓ દેખીને સુખી થાય;
એવા તાત છેરે લોલ, સર્વે સખીને તેડી૦ ૨

---

૧ પરમાર્થ.

ગરબો ગમે છે મારી બેનનેરે લોલ, ભલો રાચે છે મારો ભ્રાત;
રૂડા રાગથીરે લોલ, સર્વે સખી૦ ૩
સગાં સંબંધી સર્વે મળ્યાંરે લોલ, ગરબો જોવાને ચિત્ત ચહાય,
વડી હોંસથીરે લોલ; સર્વે સખી૦ ૪
શરદપુનેમની શોભા ઘણીરેલોલ, ચંદની ખીલી છે ભલી ભાત;
શશિ ઉજળે રે લોલ, સર્વે સખી૦ ૫
સોના સમું છે મારૂં આંગણુંરે લોલ, રૂપા સમી છે રૂડી રાત;
તેજ ઝગઝગેરે લોલ, સર્વે સખી૦ ૬
ગોખે ધરીશું બધે દીવડારે લોલ, વચ્ચે રચીશું દીપમાળ;
ચોડા ચોકમાંરે લોલ, સર્વે સખી૦ ૭
સાડીઓ પહેરાવું સખી સર્વેનેરે લોલ, મેવા જમાડું મારી બેન;
ભલા ભાવથીરે લોલ, સર્વે સખી૦ ૮
રૂડો દિવસ રળીઆમણોરે લોલ, આપ્યો પ્રભુએ મને આજ;
પુરા પ્રેમથીરે લોલ, સર્વે સખી૦ ૯
કેવી કૃપા છે જગદીશનીરે લોલ, ગાઈ કરીશું તેનું ગાન;
રૂડા રાગથીરે લોલ, સર્વે સખી૦ ૧૦
ગરબે રમે છે સુઘડ નારીઓરે લોલ, દીપે છે દેવીઓ સમાન;
મુખ મલ્પતાંરે લોલ, સર્વે સખી૦ ૧૧
વાદળ વિંધીને સૂર નીસરેરે લોલ, લાજે છે કોયલ ને કીર;
રૂડા રાગથીરે લોલ, સર્વે સખી૦ ૧૨
ગરબાનો વેગ ગરૂઓ ઘણોરે લોલ, કલેશ ને કંકાસરૂપી મેલ;
કરે વેગળારે લોલ, સર્વે સખી૦ ૧૩
નીતિ ભક્તિ કેરી એતોછે નદીરે લોલ, મનુષ્યનાં હૃદયને ધોઈ;
કરે ઉજળાંરે લોલ, સર્વે સખી૦ ૧૪
ગરબો આનંદકેરો છે ઝરોરે લોલ, પ્રભુમાં કરે છે ચકચૂર;
ભલા ભક્તનેરે લોલ, સર્વે સખી૦ ૧૫

ગરબો તો જ્ઞાનનો કોઠાર છેરે લોલ, સુખી કરીને લઇ જાય;
પછી સ્વર્ગમાંરે લોલ. સર્વે સખી૦ ૧૬

## સદ્‌ગુણ વિષે.

### ગરબી.

" સુરત શહેર બળ્યું તે અગ્નિઝાળમાં જો. " એ રાગ.

સખી પહેરજો સદ્‌ગુણરૂપી સાડીઓ જો,
જેમાં ધર્મ કેરી લહેર છે રૂપાળીઓ જો;
શોભે અંગ જાણે ખીલી રહી વાડીઓ જો,
સખી પહેરજો સદ્‌ગુણરૂપી સાડીઓ જો. ૧
બીજાં વસ્ત્ર ને આભૂષણો ઝાંખાં થશે જો,
કંઇક કાળ જતાં ફાટશે કે ઘાસશે જો;
સાડી સદ્‌ગુણીનું તેજ વધતું જશે જો. સખી. ૨
હસી લોક બધા હેતથી બોલાવશે જો,
સારી મંડળીમાં માગ મુકાવશે જો;
આખા ભવની મુસાફરી સહેલી થશે જો. સખી. ૩
સ્ત્રી તો સદ્‌ગુણે જીતે છે પળ વારમાં જો,
અમર નામ કરે સદ્‌ગુણે સંસારમાં જો;
બેસે સીતા ને દમયંતિ કેરી હારમાં જો. સખી. ૪
સ્ત્રીએ સદ્‌ગુણે વશ કીધું આખા વિશ્વને જો,
રૂડું શસ્ત્ર છે સદ્‌ગુણ એ તો સ્ત્રી કને જો;
વિષમ કાર્ય અલ્પ કાળમાં એથી બને જો. સખી. ૫
નારી સદ્‌ગુણીની વાણી વશીકરણ છે જો,
મન શુદ્ધ એનું રત્નકેરી ખાણ છે જો,
મૂર્ખ લોક એના મૂલ્યથી અજાણ છે જો. સખી. ૬

નારી સદ્ગુણીને લોક બધા વંદશે જો,
એને દેખીનેજ દુષ્ટ તો હારી જશે જો;
એના દર્શનથી પાપીઓ પાવન થશે જો. સખી. ૭
નારી સદ્ગુણી જો જંગલ વિષે હશે જો,
એના પુણ્યના પ્રતાપે વન ખીલશે જો;
લીલા લહેર સાથે લક્ષ્મી જઇ ત્યાં વસે જો. સખી. ૮
ભલે સદ્ગુણી સતીને પ્રભુએ ઘડી જો,
જેના વાસથી શોભે છે રૂડી ઝુંપડી જો;
જાણે કુંદનમાં ચળકતી ચુની જડી જો. સખી. ૯
જેણે સદ્ગુણોને સહેજમાં વહેતા કર્યા જો,
તેણે દુઃખના ડુંગર શીરપર ધર્યા જો;
તેની આબરૂના થઈ ગયા છે કાંકરા જો. સખી. ૧૦
જેણે સદ્ગુણોની સહેજ અવગણુના કરી જો,
તેણે સાપને મુખેજ આંગળી ધરી જો;
તે તો કીર્તિરૂપી પહાડ ઉપરથી પડી જો. સખી ૧૧
કઇક સદ્ગુણુ વિના તો શૂન્ય થઇ ગયાં જો,
તેનાં માન ને મરજાદ ટકી નવ રહ્યાં જો;
કઇક કાયકેરા કષ્ટથી કાયાં થયાં જો. સખી. ૧૨
રૂડા સદ્ગુણુ વિનાનાં રૂપ ધૂળ છે જો,
એ તો કલેશ ને કંકાસ કેરાં મૂળ છે જો;
કષ્ટ આપવાનાં કારમાં ત્રિશૂળ છે જો. સખી. ૧૩
પહેરે વસ્ત્ર ને ઘરેણાં મહા મૂલનાં જો;
કઇક રાખે અભિમાન ઉંચા કૂળનાં જો.
વિના સદ્ગુણુ એ સાજ બધાં શૂળનાં જો. સખી. ૧૪
નથી ઉચ્ચ કે ઘરેણું નથી અંગમાં જો,
નથી વસ્ત્ર કે શરીર રૂડા રંગમાં જો;

બની સદ્ગુણી રહો સદા ઉમંગમાં જો. સખી. ૧૫
સદા સદ્ગુણીને માનપાન સાંપડે જો,
નવ અડચણો આ વિશ્વમાં એકે નડે જો;
હોય દુષ્મનો તો હારીને હેઠા પડે જો. સખી. ૧૬
શાને વસ્ત્ર ને ઘરેણાં કાજે સોરીએ જો,
સર્વ છોડીને સદ્ગુણસાડી વહોરીએ જો;
રાખી ઇશમાં વિશ્વાસ મન દોરીએ જો. સખી. ૧૭

---

## જૂઠ કપટ વિષે.

### ગરબી.

**"પ્રભુને ભજતાંરે વારે, તેનેં ઘાલે જમને બારે,"-એ રાગ.**

કપટ ન કરીએ રે કદીએ.
જૂઠું વેણુ જરા નવ વદીએ, કપટ ન કરીએરે કદીએ. ૧
સૌ સજ્જનથી રે નોખાં,
જૂઠે જગમાં પડીએ ઝાંખાં. કપટ૦ ૨
જૂઠ કપટનો રે જોટો,
મોટા કહે "એ મારગ ખોટો." કપટ૦ ૩
જૂઠ કપટનું રે જાળું,
મનમાં પેસી કરે મુખ કાળું. કપટ૦ ૪
જૂઠ કપટનું રે સાથી,
પાપ બધાં પ્રગટે છે આથી કપટ૦ ૫
મન કપટીનાં રે મેલાં,
પાપતણા પટથી રંગેલાં. કપટ૦ ૬
કપટી રાઢ્યો રે રોપે,
પાપ થકી પરમેશ્વર કોપે. કપટ૦ ૭

બાર કપટથી રે ઓશો.
કોઇ ન રાખે લેશભરોસો. કપટ૦ ૮
ભેદ પડાવે રે બારે
પ્રીય જનોમાં પેસે જ્યારે. કપટ૦ ૯
જો મતિ જુઠેરે જોડી,
તેને કોઇ ન ધીરે કોડી. કપટ૦ ૧૦
કથની સાચીરે કહેવી,
જેવી કાને સુણીએ તેવી. કપટ૦ ૧૧
જો કદી જુઠી રે જાણી,
કહીએ જેવી મનથી માની. કપટ૦ ૧૨

---

## અદેખાઇ વિષે.

**વાંસલડી વાગીને હું તો જાગી.—એ રાગ.**

બ્હેનો તમે કરજો અદેખાઇ અળગી,
અરે વણુ આગે રખે જાઓ સળગી. બ્હેનો તમે કરજો૦
અદેખાની આંખો સદા રહે બળતી,
અદેખાની છાતી સદાય પ્રજળતી;
અદેખાને પળ પણ કળ નથી પડતી. બ્હેનો તમે૦
અદેખાને પોતાનું દુઃખ પ્રજાળે,
અદેખાને બીજાતણું સુખ બાળે;
અદેખાને શાંતિ નથી કોઇ કાળે. બ્હેનો તમે૦
અદેખાની આંખ ફરે જે પ્રદેશે,
સાથીઓમાં સુખ જુએ નહીં લેશે;
ખરેખર ત્યારેજ તે ઠરી બેસે. બ્હેનો તમે૦
બીજા અવગુણ ફળે બહુ દહાડે,
અદેખાઇ થાતાંજ દીલ દઝાડે;
અદેખાને તર્તજ શિક્ષા એ બારે. બ્હેનો તમે૦

અદેખો તો અન્યને પીડવા માટે,
અરે પોતે દુઃખ ખમે સુખ સાટે,
ખરે અદેખાઇથી કોઇ ન ખાટે. બ્હેનો તમે૦
અદેખો તો લોકમાં અપજશ લેશે,
અદેખાને કોઇ ભલો નવ ક્હેશે;
અદેખાને ઇશ્વર પણ દંડ દેશે. બ્હેનો તમે૦
કદી નિજ સાથી થયા બહુ સબળા,
તેને કેમ કરવાને ઇચ્છોછો નબળા;
તમે કરી ઉદ્યમ ને થાઓ જબરા. બ્હેનો તમે૦
પાડોશી જો તાજો હશે તન ધનમાં,
આપણને એ સહાય કરે અડચણમાં,
અદેખાએ અહોનિશ લાવવું મનમાં. બ્હેનો તમે૦

---

## ધીરજ વિષે.

### ગરબી.

**"બડો ચતુર પેલો ટોપીવાળો"—એ રાગ.**

સાહેલી સહુ ધીરજ ધરજો, કષ્ટ કદી કંઇ આવે રે;
સંકટમાં પ્રભુ સાહ્ય કરીને, સુખનો અવસર લાવે રે.
સાહેલી૦ ૧

ભવસાગરને મારગ જાતાં, સહુને સંકટ આવે રે;
ધીરજ રૂપી નાવ મળેતો, પાર ઉતરતાં ફાવેરે. સાહેલી૦ ૨
કઇને આધિ કઇને વ્યાધી, કઇને કંઇક ઉપાધિ રે;
જન્મીને જગમાંથી ન ગયું, કોઇ સદા સુખ સાધીરે;
સાહેલી૦ ૩

જો સીતા દમયંતિ સતીએ, દુખમાં ધીરજ ધારીરે;
આગળ જાતાં સંકટમાંથી, પ્રભુએ પાર ઉતારી રે. સાહેલી૦ ૪
ધરથી જો ધીરજ ઉર ધરશો, અડચણ આધી જાશેરે;

પ્હાડસમું સંકટ તે પળમાં, ફુલ બરાબર થાશેરે. સાહેલી૦ ૫
જ્યાં ધીરજ ત્યાં શાંતિ આવી, બુદ્ધિ નિર્મળ રાખે રે;
ભય તરવાનાં સાધન સઘળાં, નિષ્ફળ ધીરજ પાખેરે,
સાહેલી૦ ૬
જગમાં જેણે ધીરજ મુકી, સંકટ તેને સામુંરે,
બળ બુદ્ધિને ડહાપણુતેનું, પડશે સર્વ નકામુંરે. સાહેલી૦ ૭
ધીરજ ખોતાં પાસ પડેલાં, શસ્ત્રો કામ ન આવે રે;
ધીરજ પોતે દુર પડેલાં, સાંધન પાસે લાવેરે. સાહેલી૦ ૮

---

## ઇશ્વરમાં પ્રેમ રાખવા વિષે.

### ગરબી ૧૨.

સારૂં સારૂં રે સુરત શહેર મુંબઈ અલબેલી—એ રાગ.

સૌ રાખો પ્રભુમાં પ્રેમ, એ છે સુખદાતા;
શરણાગત વત્સલ તાત, સૌનો એ ત્રાતા,
રાજાઓનો એ છે રાજા, રાંકતણો રખવાળ રે;
વિશ્વ વ્યાપી રાજ ચલાવે, લે સૌની સંભાળ. એ છે૦૧
ભોળાનો એ ભતજળ તારણ, કપટીને શીર કાળરે;
પાપ પુણ્યનો પારખનારો, પ્રજાપાળ ભૂપાળ. એ છે૦
ભક્તિભાવ ભીતરનો પેખી, થાય ઘણો તુષ્યમાન રે;
ઉંચ નીચ નથી એની દૃષ્ટે, સર્વે એક સમાન. એ છે૦
દંભીજનનો દંભ પીછાણે, ઠગથી તે ન ઠગાય રે;
વિશ્વેશ્વર વાહ્યો નથી જાતો, નિર્મળ એનો ન્યાય. એ છે૦
દુર્જન કો દેખે નહિ એને, પાપ પંથમાં ધાય રે;
અવળું ફળ આખર પામીને, પાછળથી પસ્તાય. એ છે૦
સત્ય તણો સાથી છે સબળો, અબળતણો આધાર રે,
દીન સેવકનું દુખડું દેખી, તરત કરે છે વહાર. એ છે૦

અકળ કળા એની છે એવી, કોઇ ન પામે પાર રે;
શુભાશુભ સૌ કર્મતણાં ફળ, પામે છે નિરંધાર. એ છે૦
માટે સૌ સખીઓ શીર નામી, પ્રભુમાં રાખો પ્રેમ રે;
નીતિ ભક્તિમાં નિત્ય રહો તો, રક્ષક કરશે રહેમ. ૬ એ છે૦

---

## નીતિ અને ભક્તિ વિષે.

### ગરબી.

"ક્યાં ગયોરે પેલો મોરલી વાળો." એ રાગ.

જે ભણીઆ ભક્તિ ને નીતિ, જગત વિષે તે જીત્યારે,
ભવસાગરની પાર ઉતરીઆ, દુઃખતણા દિન વિત્યારે.
જે ભણીઆ ભક્તિ ને નીતિ. ૧
પાવરધા પંડીત બન્યા પણ, ભક્તિથી નથી ભીંજ્યારે;
તે સૌ મીઠો ભાત તજીને, કુશકીથી મન રીઝ્યારે. જે૦ ૨
શાસ્ત્ર બધાંનું મથન કરીને, માખણ એ ઉતાર્યું રે;
નીતિ ભજનના જેવું બીજું, કશુંનથી અહીં સારૂં રે. જે૦ ૩
ભાગ્યવાન કો ભક્ત હશે તે ચઢશે નીતિ નાવેરે,
ભવસાગર ખેડીને અંતે, પ્રભુની પાસે આવેરે. જે૦ ૪
જે ભક્તિના રસમાં ડુબ્યો, પ્રભુ પાસે તે ઉભોરે;
નિર્ભય થઇ નાચે આનંદે, સૂબાનો પણ સૂબોરે. જે૦ ૫
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર કહો તે, સર્વે છે પ્રભુ પોતે રે;
જાૂદાં જાૂદાં નામ ભણો પણ, એ તો એનો એ છેરે, જે૦ ૬
વાદવિવાદ તજી વહાલાને, ભાત ભજો સૌ ભાવેરે;
આડાં ઉભાં બીજ પડે પણ, કરશણ ઉપર આવેરે. જે૦ ૭
નીચ ઉંચ નબળો કે સબળો, જે ભક્તિમાં ભાયોરે;
આ સંસાર વિષે તે સૌથી, સારામાં પણ સારોરે. જે૦ ૮
નીતિ ને ભક્તિનાં સુખ તો, વિરલા સુજ્ઞ પિછાણેરે;

તે સઘળા સંસારી વૈભવ, તરણા તુલ્ય પ્રમાણે રે. જે૦ ૫

---

## ઇશ્વરનું રાજ્ય.

### "રઘુપતિ રામનું લેને શરણું રે." એ રાગ.

### ઇતિહાસનો સાર.

પ્રભુ તારા રાજ્યની બલિહારી રે;
કેવી રચના રચી છે તેં સારી. પ્રભુ તારા૦
તું તો રાયતણો રાય કહાવે રે,
આખા વિશ્વનું રાજ ચલાવે રે;
તારી સામે ન દુષ્મન ફાવે. પ્રભુ તારા૦
આવી જગમાં જે જન્મ સુધારે રે;
તારી ઇચ્છાતણે અનુસારે રે;
તેને પળમાં તું પાર ઉતારે. પ્રભુ તારા૦
રાય રાંક કે મંડળ આખાં રે,
જેણે સદ્‌ગુણ ફળ નથી ચાખ્યાં રે;
લોભે પકડીને ખાડમાં નાખ્યાં. પ્રભુ તારા૦
હતા ગ્રીક ને રોમન કેવા રે,
વાધ્યા જ્યાં લગી સદ્‌ગુણ સેવ્યા રે;
લોભ લાગે પડ્યા પાન જેવા. પ્રભુ તારા૦
હવે આર્ય જુઓ ઇતિહાસે રે,
જન જ્યાં લગી ધર્મ ઉપાસે રે;
સુખ ભૂમિમાં ત્યાં લગી ભાસે. પ્રભુ તારા૦
પહેલાં આર્ય પ્રમાણિક કેવા રે,
જેમાં રાય થયા રામ જેવા રે;
જેણે જન્મ ધર્યો સુખ દેવા. પ્રભુ તારા૦
પછી પાંડવ કેવા પ્રતાપી રે,

આખું વિશ્વ વખાણે અદ્યાપિ રે;
નાંખ્યું કૌરવકુળ ઉથાપી, પ્રભુ તારા૦

કથા આગળ આપણી કહીએ રે;
પુણ્ય પાપથી સુખ દુખ સહીએ રે;
માટે ધર્મ ધરી સુખી રહીએ. પ્રભુ તારા૦

થયા આર્ય વિલક્ષણુ જ્યારે રે,
ધર્મ ભ્રષ્ટ બની વર્ણ ચારે રે;
દુઃખ દેશીને પડીયાં તે વારે. પ્રભુ તારા૦

થયા રજપૂત રાય કુસંપી રે,
આર્ય બાંધવ બેઠા ન જંપી રે;
ત્યારે આર્ય ભૂમિ ઉઠી કંપી. પ્રભુ તારા૦

પછી ભેળ મુસલમાને પાડી રે,
હિંદ ખીલતી વાડી બગાડી રે;
ત્યારે અકબર આવ્યો અગાડી. પ્રભુ તારા૦

જેની રાજનીતિ બહુ સારી રે,
વાઘ બકરીને નવ શકે મારી રે.
આર્ય ભૂમિને અકબરે ઠારી, પ્રભુ તારા૦

ગણ્યા હિંદુ મુસલમાન હારે રે,
તેથી ભેદ પડ્યો નહિ ભારે રે;
કેવું રાજ્યતણું બળ ત્યારે. પ્રભુ તારા૦

હતા રજપૂત રાય પ્રતાપી રે;
તેને સરદાર પદવી એ સ્થાપી રે;
નાંખ્યો ક્લેશ કુસંપને કાપી. પ્રભુ તારા૦

ત્યારે આશીષ કીર્તિ એ પામ્યો રે,
આખા હિંદ વિષે જશ જામ્યો રે,
સુખ પામીને સ્વર્ગે વિરામ્યો. પ્રભુ તારા૦

તેના વંશજ બે થયા સારા રે,
આવ્યા જહાંગીર શાહજહાંના વારા રે;

તેમાં અકબરના રહ્યા ધારા. પ્રભુ તારા૦

પછી ઔરંગજેબના દહાડા રે;
જુદા હીંદુ મુસલમાન પાડયા રે;
એણે સુતેલા સિંહ જગાડયા. પ્રભુ તારા૦

પાકો અકબરે નાંખ્યો જે પાયો રે,
તેને ખોદવાને ધીર ધાયો રે;
તેણે અવળાજ લીધા ઉપાયો. પ્રભુ તારા૦

જોકે જાતે હતો બહુ શૂરો રે,
બધી વાતમાં પાકો ને પૂરો રે;
તોય રાજનીતિમાં અધુરો. પ્રભુ તારા૦

ત્યારે ઉત્તરમાં શીખ જાગ્યા રે,
મધ્યે રજપૂત ઉઠવા લાગ્યા રે;
છેડે ડંકા શીવાજીના વાગ્યા. પ્રભુ તારા૦

તેણે મોગલ સત્તા ઉથાપી રે,
દીશ દક્ષીણને હામ આપી રે;
મોટી ગાદી મરઠાની સ્થાપી. પ્રભુ તારા૦

પેશવાએ પછી નામ કાઢયાં રે,
મૂળ મોગલ કેરાં ઉખાડયાં રે;
નવ રૈયતનાં લાડ પાળ્યાં. પ્રભુ તારા૦

ત્યારે ઇંગ્લીશ આખરે આવ્યા રે,
બધી ટોપીમાં એ લોક ફાવ્યા રે;
દુઃખી દેશીએ પુષ્પે વધાવ્યા. પ્રભુ તારા૦

જાનમાલનું રક્ષણ કીધું રે,
ન્યાય આપી અને માન લીધું રે;
પછી વિદ્યાતણું દાન દીધું. પ્રભુ તારા૦

એની રાજનીતિ બહુ સીધી રે,
તેથી ભર્તભૂમિ વશ કીધી રે;
આર્ય લોકની આશીષ લીધી. પ્રભુ તારા૦



## પ્રાર્થના.

### પદ[1]

પ્રભુજી ભવસાગરથી તારો,
ભવસાગરથી તારો, પ્રભુજી ભવસાગરથી તારો.
પળ પળ પાપ કરી પસ્તાઇએ, એજ સ્વભાવ અમારો.પ્રભુજી૦
અલ્પ અમોને કંઇએ ન સૂઝે, ઉગરવાનો આરો. પ્રભુજી૦
અધમ ઓધારણ છો અવિનાશી, ભારે ભરોસો તમારો.પ્રભુજી૦
અબળાજનની અરજ સુણીને, પ્રભુજી પાર ઉતારો. પ્રભુજી૦

### પદ

પ્રભુ હો જીવનામૃત, હો; તુજ વિણ ત્રાતા કયો ?
તુજ વિણ ત્રાતા કયો, પ્રભુહો તુજ વિણ ત્રાતા કયો ?
ધ્યાન, દાન વ્રત હો મેં કદી કીધાં, તોપણ મેલ રહ્યો;
ઇંદ્રિય, મન અઘ સાથ અફાળે, ક્લેશ ન જાય સહ્યો.પ્રભુ હો૦
ભક્તિતણો રસ મુજ ઉર પ્રેરો, હૃદયે પ્રભુજી રહો;
કઠણ હૃદય કોમળ થઇ જાશે, ભક્તિમાં ભાવ રહ્યો. પ્રભુ હો૦
જગ સુખ સર્વ અનુભવી જોયાં, જીવ ન તૃપ્ત થયો;
શાંતિ સહુ તુજ ભક્તિમાં ભાસી, સુખસમુદ્ર વહ્યો.પ્રભુ હો૦
ભક્તિ વિના પ્રભુ કંઇએ ન જાચું, ભક્તિમાં સ્વાદ લહ્યો;
દુઃખ બધાં દુનિયાથકી ચાલ્યાં, આનંદ ઉર થયો. પ્રભુ હો૦

---

૧ આ પદમાં પહેલું ચરણ બે વાર બોલવાનું છે. તે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કાલેજમાં ગવાય છે.

# ભાગ બીજો.

## ( સ્ત્રીઓ માટે. )

## સ્ત્રીઓને શીખામણ,

### ગરબી.

"સુણજો સાજનોરે એ રાગ.

સાસરીઆમાં સૌની સાથે નમ્ર વચન ઓચરીએજી;
સાસુ ને સસરાની સેવા, માત પિતા ગણી કરીએ.
શાણાં થઇએજી. ૧
કહેતા પહેલાં કામ કરીને, સૌને વહાલાં થઇએજી;
અણુ બોલાવ્યાં કે વણુકામે, પરઘર કોદી ન જઇએ. શાણાં૰ ૨
સાદાં તો પણુ ધોઇ ધાઇને ઉજવળ વસ્ત્રો ધરીએજી;
કાયાને જન ઝાંખે એવાં ઝીણાં, પટ પરહરીએ. શાણાં૰ ૩
પગની પાનીથી બહુ ઉંચી; સાડી અંગ ન ધરીએજી;
અન્ય જુએનિજ અંગ ઘરેણાં, એવો યત્ન ન કરીએ.શાણાં૰ ૪
વય સંપત્તિ પ્રસંગ પ્રમાણે, સાદાં થઇને ફરીએજી;
વિદ્યા,વય,વપુ ધનકે કુળનો, મદ, મત્સર પરહરીએ. શાણાં૰ ૫
કુત્સ્છિત વેણુ કદી નવ વદીએ, ખડખડ કો દી ન હસીએજી;
મંદ હાસ્ય મીઠી વાણીથી, સૌના મનમાં વસીએ શાણાં૰ ૬
મોટાં આગળ માઝા મેલી, બહુ બકબક નવ કરીએજી;
જેની સાથે નિશદિન રહેવું, તેશું રોષ ન ધરીએ. શાણાં૰ ૭
નિર્લજ નીચતણી સોબતમાં, એક ઘડી નવ રહીએજી;
ધર્માચરણુ કરંતા કદીએ, કષ્ટ પડે તો સહીએ. શાણાં૰ ૮

# ફુવડ વિષે.

## ગરબી.

**વાંસલડી વાગીને હું તો જાગી—એ રાગ.**

સાહેલી ફુઅડતણા ગુણ ગાઇએ,
સખી ચેતી ચાલો તો સુઘડ ગણાઇએ;
સાહેલી ફુઅડતણા ગુણ ગાઇએ;

ફુઅડ દિન પહોર ચઢયે પોઢી ઉઠે,
ઉઠે તેવી બાળકપર બહુ રૂઠે;
ઘસે કાળી કલ્યાસમી કેશ છૂટે. સાહેલી૦ ૧

ફુઅડબાનાં મંદિર કેવાં રૂપાળાં,
નીચે બહુ પૂંજોને ઉપર જાળાં,
કસેડે તો વીસ અહણુ વહી ચાલ્યાં. સાહેલી૦ ૨

ફુઅડબાના વાસણપર કાટ કાળા,
ફુઅડબાના ગોળે વળ્યા ઓઘસળા;
ફુઅડબાએ પાણીમાં પોરાને પાળ્યા. સાહેલી૦ ૩

ફુઅડબાનાં વસ્ત્ર જુઓ બહુ મેલાં,
ફુઅડબાનાં બાળક તે પણ ઘેલાં;
ફુઅડબાની કોઠીમાં ધાન્ય સડેલાં. સાહેલી૦ ૪

ફુઅડબાના રાંધ્યામાં આવે છે રેતી,
ફુઅડબાની લોકોમાં થાય ફજેતી;
તથાપિ તે મનમાં જરા નથી લેતી. સાહેલી૦ ૫

ફુઅડબા તો ઘરમાંથી બહાર પધાર્યા,
ઘરેણાંથી અંગ બધાં શણગાર્યાં;
ફુઅડબાએ આંખોમાં કાજળ સાર્યાં. સાહેલી૦ ૬

ફુઅડબાને મેશ વિના કયમ ચાલે,
જુઓ કાળા ડાઘ પડયા છે એ ગાલે;
વળી શેર કંકુ લપચડયું છે ભાલે, સાહેલી૦ ૭

કુઅડબાનાં રસ્તે જતા ચીર ફાટે,
શ્વાનો આવી ધંટી ને ગોરસ ચાટે;
કુઅડબાનું મુખ ભર્યું છે ઉચ્ચારે. સાહેલી૦ ૮

---

## સુઘડ સતી વિષે.

### ગરબી.

**"શ્યામરંગ સમિપે ન જાવું, મારે આજ પછી શ્યામ રંગ સમિપે ન જાવું.—એ રાગ.**

ધન્ય જેને ઘેર સુઘડ છે સતિ,
સંસાર વિષે ધન્ય, જેને ઘેર સુઘડ છે સતિ;
સર્વથા સુખી છે સતિનો પતિ,
સંસાર વિષે ધન્ય જેને ઘેર સુઘડ છે સતિ, (ટેક)
બળ્યો જળ્યો આવે કદી બહાર કે બજારથી.
પ્રેમથી મળીને પીડા ટાળતી. સંસાર વિષે૦ ૧
ક્રોધને કંકાસ હરે સ્વામીના ઉલ્લાસથી,
મધુરી વાણી ને મંદ હાસ્યથી. સંસાર વિષે૦ ૨
સ્વામીને દે સુખ આપે સંતતિને સુમતિ,
મંદિર સુધારે ખરી ખંતથી. સંસાર વિષે૦ ૩
મહેલ તે મશાણ જેવા શૂન્ય જેમાં સ્ત્રી નથી,
ધન્ય રૂડી ઝુંપડી જયાં છે સતિ. સંસાર વિષે૦ ૪
લીંપીગુંપી વાળી ઝાડી સ્વચ્છ રાખે અંગણું.
માંહેથી છે મંદિર સોહામણું. સંસાર વિષે૦ ૫
કસર કરીને ધર સ્વામીનું નીભાવતી,
રાંધીને જમાડે ભલા ભાવથી. સંસાર વિષે૦ ૬
[1]અતિથી આવે તો કદી [2]વિમુખ જતો નથી,

---

૧ અતિથી એટલે પરોણો. ૨ વિમુખ=ભૂખ્યો, જમ્યાવિના,

જમાડી જમે છે સહુને સતિ. સંસાર વિષે૦ ૭
સાચવે વિવેક ઘેર વામ ન્યુનતા નથી,
સર્વદા સુકાળ છે સંતોષથી. સંસાર વિષે૦ ૮
સદ્ગુણ ધરેણું રૂડી સાધ્વી છે શોભતી,
પૂર્ણ પતિવ્રત થકી ઓપતી. સંસાર વિષે૦ ૯
નમ્રતા વિવેક સુલાવણ્યતા થકી ભરી,
પ્રભુએ બનાવી પ્રેમી પૂતળી. સંસાર વિષે૦ ૧૦
પતિને તો પ્રભુના સમાન ગણી પૂજતી,
કંથનો કભાવ જોઈ ધ્રુજતી. સંસાર વિષે૦ ૧૧
સાસરામાં સર્વને સુસ્નેહથી બોલાવતી
પારકાં પોતીકાં કરી સ્થાપતી. સંસાર વિષે૦ ૧૨

---

## હલકું મન.

### ગરબી.

**મારી ભરત ભૂમિ રૂપાળી રઢીયાળી યશાળી સુશીલ પુનિત.—એ રાગ.**

આ જગત વિષે મન જેનાં મોટાં તે મોટા જાણવા;
મન પેખીને ઉંચ નીચ માણસને તુર્ત પિછાણવા.
ઉંચાં કૂળમાં અવતાર ધર્યો, બહુ વૈભવનો વિસ્તાર કર્યો;
પરમાર્થ નથી ઉરમાં ઉતર્યો. આ જગત વિષે. ૧
ધન ધાન્યતણો ભંડાર ભર્યો, નથી તોપણ પર ઉપકાર કર્યો;
જનને ધિક્ જન્મ ધર્યો ન ધર્યો, આ જગત વિષે. ૨
અભિમાન તણા ઉરમાં ઉભરા, બહુ સ્વાર્થ પરાયણયત્ન કર્યા;
પણ દેશદાઝ ઉરમાં ન જરા. આ જગત વિષે૦ ૩
ધનવાન વિષે નિજ મિત્ર ઘણા, નથી લેશ ગરીબતણી ગણના;
ગ્રથતા સહુથી બહુ શ્રેષ્ટ થવા. આ જગત વિષે૦ ૪

નમતા મુજને જન સર્વ રહે, મુજ તુલ્ય થવા નવ કોઇ ચહે;
અભિલાષ સદા ઉર એજ વહે, આ જગત વિષે૦ ૫
નિજનો કદિ કો અપરાધ કરે, મનમાં બહુ તેપર વેર ધરે;
બનતી તકમાં દુઃખ દેઇ ઠરે, આ જગત વિષે૦ ૬
મન અલ્પ વિષે નવ માય મયા, નથી નિર્મળ સદ્‌ગુણ નામ લહ્યા;
શુભ ધીરજ, શાંતિ, વિવેક દયા, આ જગત વિષે૦ ૭
બહુ લોક રહે ડરીને નમતા, પણ પાછળ શાપ વદી શમતા;
ધિક જે જન છે દીનને દમતા, આ જગત વિષે૦

---

## ગરબી.

"હરીભજન વિના દુખહરિયા સંસારનો પાર ન આવે."—રાગ.

સુણ સાહેલી મન જેનાં મોટાં તે મોટા જાણવા
આ ગુણવડે ઉંચજનોને પરખી તુર્ત પિછાણવા.
કુળ કે ધનનું અભિમાન નથી, મનમાં કદિ કૂડ વસે ન રતી;
દુખીઆ જનની દિલ દાઝ અતિ, સુણ સાહેલી—૧
ધનવાન વડા ધન વાપરશે, જન રાંક દયા દિલમાં ધરશે;
પરકાજ કસી તન તે ઠરશે, સુણ સાહેલી—૨
ખુશ રહે દીનનાં દુખડાં દળીને, સહુ સજજન સાથ હળી મળીને;
વદશે શુભ વેણ લળીલળીને, સુણ સાહેલી—૩
પરમાર્થ વિશે મથતોજ રહે, દિલ દુશ્મનનું પણ હિત ચહે;
સુખ શાંતિતણું શુભ તેજ વહે. સુણ સાહેલી—૪
કટુ વેણ કદી જન કોઉચરે, કુળવાન વડા મનમાં ન ધરે;
ધરી ધીરજને શુભ બોધ કરે, સુણ સાહેલી—૫
બહુ માન મળ્યે નવ ગર્વ ધરે, અપમાન થકી નવ શોચ કરે;

નિજ ધર્મધરી સુખમાં વિચરે, સુણ સાહેલી—૬
કદી આપ વડાઇ ઉરે ન વસે, નવ લોભથકી લલચાય કશે;
નિજ ધર્મથકી કદીએ ન ખસે, સુણ સાહેલી—૭
જ્યમ[1] માનવી માન પછાડી ધરે, ત્યમ[2] તે બહુ વેગથકી વિચરે;
મન મોટું કર્યે સહુ અર્થ સરે. સુણ સાહેલી—૮

---

## મરહુમ રાવબહાદુર રણછોડલાલ છોટાલાલ વિષે.

### ગરબી.

**સારૂં સારૂં રે સુરત શહેર મુંબઈ અલબેલી—એ રાગ.**

ધન ધનરે રણછોડલાલ કામ રૂડાં કીધાં,
અમદાવાદ વિષે નર એવા, ફરી ફરી નહિ થાય રે;
દીર્ઘ દૃષ્ટિ, બુદ્ધિ ને ડહાપણ ધીરજ રાખી સદાય.
કામ રૂડાં કીધાં. ૧

પહેલ કરી કાપડનો સંચો, આણ્યો ગુર્જર દેશરે;
રેલી લક્ષ્મી રાજનગરમાં, તેનો આજ ઉજેશ. કામ૦ ૨
સ્વાર્થમાં પરમાર્થ સાધ્યો, રાખીને બહુ રહેમરે;
લાખો લોકતણી રોજીનો, ઉદય કર્યો છે એમ. કામ૦ ૩
શહેરસુધારો કરમાં લઇને, શોભાવ્યું બહુ શહેરરે;
ઘેર ઘેર ગંગાજળ આણ્યાં, લોક કરે છે લહેર. કામ૦ ૪
નગણા જનની નિંદા સુણતાં, જરા ન કીધો ક્રોધરે;
હસતે મુખડે વાત કરીને, બહુને દીધા બોધ, કામ૦ ૫
ઔષધશાળા સ્થાપી પોતે, માનો સહુ અહેસાનરે;
નર નારી ને બાળ ઘણાને, આપ્યાં જીવતદાન. કામ૦ ૬

---

૧ જેમ. ૨ તેમ.

આશ્રય દેઇ અનાથજનોને, પોષ્યાં અંધ અપંગરે;
ધર્મ સભા સ્થાપી વસ્તીમાં સદા કર્યો સત્સંગ. કામ૦ ૭
માન અને અપમાન ગણ્યાં નહિ ધારંતાં નિજ ધર્મરે;
વાત કરી સામાનો વર્તે, પળમાં મનનો મર્મ. કામ૦ ૮

રાજસભામાં સાદી રીતે, જાય ગવરનર સાથરે;
બાળકના મંડળમાં તેમજ બેસી કરતા વાત. કામ૦ ૯
મોટા સાથે મોટા પોતે, બાળક સાથે બાળ રે;
વાદી સાથે વાદ કરીને, દાખે બુદ્ધિ વિશાળ. કામ૦ ૧૦

કરમાં લીધું કામ કદી તો, જરા ન આવે ખોડરે;
વખત બરાબર સાચવનારા, રાજનગર રણછોડ. કામ૦ ૧૧
કામતણો બોજો શિર તોપણ, જનહિતમાં ચિત પ્રોયરે;
નકલો કરવા કાજ નમુનો, પ્રભુએ પ્રેર્યો હોય. કામ૦ ૧૨

જનમ્યા તે જાશે જગ છોડી, રહેવાનું નથી કોય રે;
જે કર્ત્તવ્ય કરીને જાશે, તેજ અવિચળ હોય, કામ૦ ૧૩
લાખો લોક થયાને થાશે, બળ બુદ્ધિ ધનવાનરે,
મન મોટું તે મોટા જાણો બીજા સર્વ સમાન, કામ૦ ૧૪

મોટા મનનો માણુસ એ તો, શહેરતણો શણગારરે;
રાજનગર રણછોડ સમા નર, પાકો અપરંપાર. કામ૦ ૧૫
આત્માએ અવિચળ સુખ પામો, માગો સૌ જન એમરે;
સંતતિ એની થાઓ સવાઇ, ઉરથી ઇચ્છો ક્ષેમ. કામ૦ ૧૬

---

## દયા વિષે.

### રાગ ઉપર પ્રમાણે.

કંઇ કરો દયાનાં કામ, એક દિન જાવું છે;
કંઇ કરો જગતમાં નામ, એક દિન જાવું છે;

આજ કાલ કે માસ છ માસે, જાવું એ તો જરૂર રે,
શું કીધું શું કરવાનું છે, તેહ વિચારો ઉર. એક દિન૦ ૧
પાણીના રેલ્લાની પેઠે, વખત બધો વહી જાય રે;
ઇશ્વરની પ્રીતિ મેળવવા, કરજો જે કંઈ થાય. એક દિન૦ ૨
પેટતણું પોષણુ તો કરશે, કાગ શુકર ને શ્વાન રે;
[1]પરમારથ પોષીને રાખો, મનુષપણાનું માન. એક દિન૦ ૩
સ્વાર્થપરાયણુ રહીને જેણે, પોષ્યો પંડ હમેશ રે;
આ દુનિયામાં આવી તેણે, લાવ ન લીધો લેશ. એક દિન૦ ૪
લક્ષ્મી તો ચંચળ છે પોતે, આવે ને વળી જાય રે;
પરમારથમાં ખરચ્યાં નાણાં, તેજ આવચળ થાય. એક દિન૦ ૫
લખપતી લાખ થયા ને થાશે, કોઇ ન જાણે કાજ રે,
જેણે ધન ધર્માદે ખરચ્યાં, અમર રહ્યાછે આજ. એક દિન૦ ૬
કૃપણુ ઘણા ધન ભેગું કરીને, ઠાલે હાથે જાય રે;
મધમાખીનો મિષ્ટ ખજાનો, અન્ય ખરેખર ખાય. એક દિન૦ ૭
માટે મિત્ર ધનીકો સર્વે, સુણો અમારા સાદ રે;
ધર્માદાનાં ધામ રચાવી, દુખીઆંની લ્યો દાદ. એક દિન૦ ૮

---

## સાચું સુખ નીતિથી પમાય છે.

### સાખી.

આર્ય સુખી કેમ થાય ? આ ભૂમિમાં આર્ય સુખી કેમ થાય ?
કષ્ટ બધાં ટળી જાય. આ ભૂમિમાં૦ (ટેક)
શું સોને રૂપે મઢી, કરશું મેડી માળ;
હીરા જડશું હાટીએ, તેથી આર્યની ઓલાય ઝાળ !
આ ભૂમિમાં—૧

શું વાડી, ગાડી મળી, મેનાને સુખપાલ;
હાથી ઝૂલે બારણે, તેથી આર્ય સુખી થાય હાલ ?
આ ભૂમિમાં—૨

---

૧—૨ પરમાર્થ.

શું સેનાઓ સજ થઇ, હાથ ધરે હથીઆર;
ગઢપર તોપો ગડગડે, તેથી આર્ય લહે સુખ સાર ?
આ ભૂમિમાં—૩

નહિ એ સૌ સાધનવડે, સાચાં સુખ પમાય;
એ સૌ સુખ છે નામનાં, તેથી અંતરે તૃપ્તિ ન થાય.
આ ભૂમિમાં—૪

એ સુખથી નિજ અંતરે, સહેજ નથી સંતોષ,
પણ તેમાં નીતિ ભળે, ત્યારે માણસનો મટે શોષ.
આ ભૂમિમાં—૫

જે એ સુખ માટે કર્યાં, કૂડ કપટને કેર;
તોએ સાકર દૂધમાં, જાણે ઘોળીને મૂકયાં છે ઝેર.
આ ભૂમિમાં—૬

પાપ થકી દુખ ઉપજે, પુણ્ય થકી સુખ થાય;
એ ઇશ્વરનો કાયદો, એનો નિર્મળ ન્યાય સદાય.
આ ભૂમિમાં—૭

પાપ ઘટે જો પૃથ્વિમાં, પુણ્યતણું બળ થાય;
સુખ ભોગવશો સ્વર્ગનું, તમે સર્વ સદા જગમાંહ્ય.
આ ભૂમિમાં—૮

પાપ અનીતિથી થયું, પૂણ્ય નીતિફળ હોય;
માટે જો મન સુખ ચહો, તમે નીતિ ગ્રહો સહુ કોય.
આ ભૂમિમાં—૯

જો ખેતર ઘઉં વાવીઆ, બંટી કયાંથી થાય ?
એમ સહજ નીતિ થકી, વણુ માગેજ સુખ લણાય.
આ ભૂમિમાં-૧૦

ઇશ્વરી ન્યાય અદૃસ્ય રહી, કરે કારમાં કામ;
અલ્પ મનુષ્યો શું કળે, ફળ પેખીને પામે વિરામ.
આ ભૂમિમાં-૧૧

પૂર્વે આ પૃથ્વિ વિષે, ઋષિ મુનીએ રહી રાન;
એ સાચાં સુખ ભોગવ્યાં, તેનાં ગ્રંથે જડે છે નિશાન.
આ ભૂમિમાં-૧૨

સૃષ્ટિ માતા સર્વને, દેતી જળ, ફળ, સ્થાન;
"મારૂં તારૂં" શિદ વસે, ત્યાં તો સર્વેને તૃપ્તિ સમાન,
આ ભૂમિમાં-૧૩

સાદા આર્ય સુલક્ષણા, ન્યાયી ને વળી નેક;
અનાહુત લેવા ચહે, એવો લાખે મળે નહિ એક,
આ ભૂમિમાં-૧૪

તન, મનમાં દૃઢ તે હતા, વિદ્યામાં વખણાય;
ગ્રંથ ઘણા ગરવા રચ્યા, આજ ગણુતાંય તે ન ગણાય,
આ ભૂમિમાં-૧૫

ખત ને પત્ર લખાય નહિ, મુખથી થાય કરાર;
વિશ્વાસે સહુકો વસે, કોઇ તાળું ન દે નિજ દ્વાર.
આ ભૂમિમાં-૧૬

પોલીસ ત્યાં બહુ શું કરે, જ્યાં દુર્લભ છે ચોર;
થોડાં કોરટ કાયદા, કૂડ કપટનું જ્યાં નહિ જોર,
આ ભૂમિમાં-૧૭

એમ કદી જો આ સમે, નીતિનું બળ થાય;
આર્યભુમિ અત્યારથી ખરે સ્વર્ગ સમી બની જાય.
આ ભૂમિમાં-૧૮

---

## સ્વદેશ પ્રીતિ.

### ગરબી.

**રાગ-પુનમ ચંદનીનો સાખી વગર ગાવાનો.**

એવો [1]નજડજીવો આ જગત વિષે જોયો નથીરે;

---

૧. મુડદાલ જીવવાળો, સ્વદેશાભિમાન રહીત.

જે જન બહુ મમતાથી હૃદયે મૂકી હાથ.
"મારો દેશ અને મુજ દેશી" ન કહે પ્રેમથીરે—૧

જેનું મન મુડદાલ થયેલું પામર તે હશેરે,
તેને દેશતણી નહિ હોય હૃદયમાં દાઝ;
પોપી પિંડ અને પશ્વાદિ પેરે જીવશેરે. ૨

ફરતાં પરદેશે બે દેશી જો ભેગા થશેરે,
દોડી પ્રેમે પકડે એક બીજાનો હાથ;
પૂછી નામ ઠામ નિરંતતને ભાવે ભેટશેરે. ૩

જોયા જંગલવાસી સહાય થતા નિજ દેશીનેરે,
જળ ફળ આપી કરતા દેશીનું સન્માન;
પૂછે પ્રેમ થકી ખબરો તે પાસે બેસીનેરે. ૪

દુર્બળ પહાડીને પણ દાઝ ઘણી નિજ દેશનીરે,
ત્યારે આર્યજનોમાં એવા શાને હોય;
જેને લેશ નથી નિજ દેશી માટે લાગણીરે. ૫

પૂર્વે આર્યજનોમાં એવા બહુ જન થઇ ગયારે;
જેણે દેશતણું હિત કરતાં ખોયા પ્રાણ;
પાછળ નામ અમર મૂકીને સ્વર્ગ સંચર્યારે. ૬

આજે જીવતણા જોખમની ગરજ રહી નથીરે,
કરવા તન, મન, ધનથી દેશીની સંભાળ;
દુર્બળ દેશ તણા હિત માટે સૌ મંડો મથીરે. ૭

છોડી સ્વાર્થ અને પરમાર્થ પોષો પ્રેમથીરે,
રૂડા યત્ન વિષે પરમેશ્વર કરશે સહાય;
રાજી થઇને સૌને સુખીઆં કરશે રહેમથીરે. ૮

# સ્વદેશની ઉન્નતિ વિષે.

## ગરબી.

**"શ્યામરંગ સમિપે ન જાવું, મારે આજ પછી શ્યામ રંગ સમિપે ન જાવું. એ રાગ.**

આદરોને ઉન્નતિ સ્વદેશની ઓ દેશી હવે આદરોને
ઉન્નતિ સ્વદેશની.

એકવાર ભર્ત્તખંડ સર્વને શિરે ચઢી,
કીર્તિરૂપી પહાડથી ગયો પડી; ઓ દેશી હવે. (ટેક) ૧
હિંદને સુભાગ્યે આજ એક નેક રાજ્ય છે;
ઉઠવાનો તાકડો તો આજ છે. ઓ દેશી૦ ૨
રાજનું રખોપું, રૂડું ટાંકણું અમૂલ્ય છે,
આદરો તો સર્વ અનુકૂળ છે ઓ દેશી૦ ૩
ક્લેશ ને કંકાસ નથી શાંતિ સર્વ ઠામ છે,
વિદ્યાનો પ્રસાર ગામેગામ છે. ઓ દેશી૦ ૪
આર્ય અંધકારમાંથી આવ્યા છે ઉજેશમાં,
જાગ્યા છે જુવાન આખા દેશમાં. ઓ દેશી૦ ૫
હુન્નર વધારો ખરી ખંતથકી આપણે,
દામ લાવો નીકળી દેશાટણે. ઓ દેશી૦ ૬
હિંદ છે જોડાયલું આ રેલ્વે ને તારથી,
વાળી લાવો લક્ષ્મિને વેપારથી. ઓ દેશી૦ ૭
બાળને સુધારો તમે વપુને વિચારમાં,
નાનપણે નાંખો ન સંસારમાં. ઓ દેશી૦ ૮
નાનપણે બાળ રખે મોજશોખમાં પડે,
રખે તે ખરાબ [૧]મારગે ચડે. ઓ દેશી૦ ૯
મોજશોખ માણવાના દીન હજુ દૂર છે,

---

૧ માર્ગે.

લક્ષ્મી કેરી ભીડ ભરપુર છે. ઓ દેશી૦ ૧૦

કાપોને કુસંપ, સંપ દેશમાં ખડો કરો,
દેશીઓની દાઝ દિલમાં ધરો. ઓ દેશી૦ ૧૧

ઉદ્યમે મચીને મિત્ર હામ નવ હારશો,
ઇશની કૃપાથી સુખીઆ થશો. ઓ દેશી૦ ૧૨

---

## રજપૂતાણી વિષે.

### હરીભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય. એ રાગ.

રજપૂતાણી આર્યતણાં રત્નોમાં તું પણ એક છે.
જગ જાણીતો અચળ અનુપમ શાણી તારો ટેક છે,
રંગીલી રૂડી રૂપવતિ, અવનિમાં જેને એક પતિ;
સંસારવિષે સુખ રૂપ સતિ. રજપૂતાણી૦ ૧ ( ટેક. )

તું જબરા જોદ્ધતણી માતા, પૃથ્વીપર જે બહુ પંકાતા;
રણ જંગ વિષે રમવા ચહાતા, રજપૂતાણી૦ ૨

તું ધીરજથી બહુ કષ્ટ ખમે, તું ભય આવે રણક્ષેત્ર રમે;
પતિના સુખ સારૂ દેહ દમે. રજપૂતાણી૦ ૩

તું જન્મીને જીવી જાણે, તું સુખ દુઃખને સરખાં માને;
પતિવ્રતમાં પણ પહેલે પાને, રજપૂતાણી૦ ૪

બળતી ચહેમાં પતિ સાથ બળે, કદિ ધર્મથકી તે કેમ ચળે;
તુજ દર્શનથી તનતાપ ટળે. રજપૂતાણી૦ ૫

પતિ કે તન પ્રાણ થકી પ્રિય જે, બહુ બાણ બર્છીની વૃષ્ટિવિષે;
વડી હોંસ થકી તું વિદાય કરે, રજપૂતાણી૦ ૬

રજપૂત કદી રણથી નીસરે, બની કાયર પગ પાછોજ ફરે;
તુજને મળવા નવ હામ ધરે, રજપૂતાણી૦ ૭

સતિ ધન્ય તને બહુ ધન્ય ખરે, અવગણના તારી જેહ કરે
તે રઝળી કે રીબાઇ મરે, રજપૂતાણી૦ ૮

## જીવતરનું સાફલ્ય.

### પદ.

**કુલ્યો શું ફરે છે રે ભુલ્યો ભવકુપમાં પડયો—એ રાગ.**

ધર્મ ઉર ધાર્યો રે એ સુખની તો બલિહારી,
જન્મ ધરી કીધું રે જીવતર જયકારી;
બાળક કો બહુ લાડકવાયો, સ્વજનને પ્રીયકાર,
સબળાં માતપિતા શિર ગાજે, મનમાં ન ફિકર લગાર;
વિદ્યાનો વિલાસીરે, એ સુખનીતો બલિહારી. જન્મ૦ ૧
[1]પૂરણ બ્રહ્મચર્ય પળી પ્રતાપી, વિદ્યા વપુમાં ભરપુર,
યોગ્યવયે વરને વધુ પરણ્યાં, પ્રેમથી પૂરણ ઉર;
દિલ એક એનાંરે, એ સુખનીતો બલિહારી. જન્મ૦ ૨
મીઠું બોલીને મન હરનારી નિષ્કપટી દિલદાર,
સુખદુખનો સંસારમાં સાથી, ઘરતણો શણગાર;
એવી ઘેર નારીરે, એ સુખનીતો બલિહારી. જન્મ૦ ૩
પૈસે ઘરમાં ભીડ ન ભારે, પુરૂષ પરમ ઉદાર,
દુખીઆજનની દાઝ ધરીને, કરીને પરઉપકાર;
ઉરમાં ઉલ્લાસેરે, એ સુખની તો બલિહારી. જન્મ૦ ૪
સંસારી પણ સંત છે સાચો, પ્રભુમાં પ્રેમ અપાર,
જગદીશ્વરપર ભારે ભરોસો, કોઇથી ડરે ન લગાર;
મોટાનો માનીતોરે, એ સુખની તો બલિહારી. જન્મ૦ ૫
શૂરો કો' સરદાર સવાયો, જુદ્ધે ચઢયો જશ કાજ,
દેશ કે રાજયનું રક્ષણ કીધું, જાણીને નિજજન દાઝ;

---

૧ પૂર્ણ.

જંગ જીતી આવ્યોરે એ સુખની તો બલિહારી. જન્મ૦ ૬
વૃદ્ધ વયે સંસાર તરીને મૂકીને સુત પરિવાર,
સંસારી સહુ વાત તજીને, પ્રભુમાં થયો એક તાર;
નથી અર્થ બીજોરે એ સુખની તો બલિહારી. જન્મ૦ ૭
માતપિતા સુત બાંધવ સ્નેહી રંક અને વળી રાય,
પોત પોતાનો ધર્મ બજાવે તો અંતરમાં સુખ થાય;
શાંતિ શાંતિ શાંતિરે ! ! એ સુખની તો બલિહારી. જન્મ૦ ૮

---

## સ્ત્રીઓને માટે પ્રાર્થના.

### ગરબી.

**તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાંના વાસી—એ રાગ.**

મને સંસાર સાગર તારરે પ્રભુ જકત નિવાસી;
અવિનાશી અંતરજામી તુંરે, શક્તિતણો નહિ પાર,
સંસારમાં સુખ આપીઆં, માનું કેટલો હું ઉપકારરે. પ્રભુ૦ ૧
ઉપકાર કો દિ વળે નહિરે, અલ્પ હું પામર જાત;
પ્રાર્થના ભલા ભાવની મારી, સ્વીકારજે જગતાતરે પ્રભુ૦ ૨
સંસારે સુમતિ આપજેરે, કુમતિ કાપી સદાય;
ભક્તિમાં ભાવ વધારજે, મારાં પાપ તો પ્રલય થાયરે.પ્રભુ૦ ૩
પાપના પંથથી વેગળીરે, રાખજે રામ હમેશ;
ઉરમાં તું આનંદ આપજે, મારાં કાપજે ક્રોધને કલેશરે.પ્રભુ૦ ૪
કામ ક્રોધાદિ છ શત્રુઓરે, મનડાની પુંઠળ ધાય;
સહાય કરો તમે શ્રીહરી, ભવસાગર તોજ તરાયરે. પ્રભુ૦ ૫
સ્વામિનો સ્નેહ સદા હજોરે, રાખજો સ્વામીની સાથ;
દુભું હું સ્વામીને જો કદી,મને જોજે તું જકતના નાથરે.પ્રભુ૦ ૬
સંસારસાગર હું પડીરે, સંકટનો જહાં સાથ;

તેમાંથી શ્રી હરી તારીને, મારો અંતે ગ્રહો તમે હાથરે.પ્રભુ૦ ૭
અંત સમે બેલી અંતનારે, ભાગજો માયાથી મન;
ઉરમાં વસી જગતાત તું, લેજે જીવનું કરીને જતનરે.પ્રભુ૦ ૮

---

## પ્રાર્થના.

### પદ.

અંત સમાનો તું બેલી, હરી મારો અંતસમાનો તું બેલી;
મારી સાચવજે પળ છેલી, પ્રભુ મારો અંતસમાનો તુ બેલી,
ઓસડ વેસડ આવી રહેશે ને દુનીઆતો મહેલશે ઠેલી;
તે સમે એ પ્રભુ તારા વિના, હશે ઓથ ન એકે રહેલી,
હરી મારો૦ (ટેક) ૧

આંસુ વિલાપથી અળગાં રહીને, સઘળાં સગાં મારાં રડશે;
ક્લેશ કરી મન કલેશ ઉપજાવી, વહાલાં વેરી થઇ પડશે.
હરી મારો૦ ૨

તે સમે માયાથકી મન મારૂં એ પ્રભુ વેગળુ ધરજે;
આનંદ રૂપ પ્રભુ ઉર આવી વીષમે સમે વહાર કરજે.
હરી મારો૦ ૩

જીવની જેહ ગતી અતી સારી, તે ગતી મારી તું કરજે;
આ દેવ દાસતણી દીન વાણી, મહેર કરી મન ધરજે.
હરી મારો૦ ૪

---

**મ્હાડ.**

પ્રભુ, બાળક તારાં, મનડાં અમારાં સીધે રસ્તે પ્રેર;
અમે બાળક તારાં, મનડાં અમારાં સીધે રસ્તે પ્રેર.
સંસાર છે બહુ દોહ્યલો,
કેમ ખેડીને પાર જવાય;
આડાને અવળા પંથમાં,
કંઇ મહાજન ગોથાં ખાય રે. પ્રભુ૦ ૧
લોભ અને બહુ લાલચો તે,
અમથી કેમ જીતાય;
હોય કૃપા પ્રભુ તાહરી.
અમો બાળનાં કારજ થાય રે. પ્રભુ૦ ૨
બાળને બુદ્ધિને આશરે,
જાય છોડીને જો નિજ તાત;
નહિ કરવાનું તે કરે,
વળી પળમાં કરે નિજ ઘાત રે. પ્રભુ૦ ૩
મિથ્યા અભિમાન જીવને
તેની બુદ્ધિની કોણ વિસાત;
ડાહ્યાનું ડહાપણ કેટલું,
તુજ આગળ ઓ જગતાતરે. પ્રભુ૦ ૪

---

## પોતાના દોષ જોવા વીષે.

**“ આસો માસે શરદ પુનમની રાતજો. ” એ રાગ.**

સારી આ શીખામણ સર્વે સાંભળો.
કહુંછું આણી ઉરમાં ઉંડી દાઝ જો;
દુનિયાના લોકોમા દોષ વધી પડયા,
તેનું શોધે કોઇ ન કારણ આજજો. સારી આ૦ ૧

મોટાના અવગુણુ તો સહુ ઢાંકયા રહે;
તેને કહેવા કોઇ ન બીડે હામ જો;
વ્યાજ વધીને બમણુા તમણુા થાય છે,
તોય વખાણે મુખપર લોક તમામ જો. સારી આ૦ ૨

સામાના દોષો તો સહુ જોતા રહે,
રાઇ સમો કણુ કોળા સમ દેખાય જો;
નિજ અવગુણુ તો વિરલા જન જોવા મથે,
જાત જુએ તો તેનાં કારજ થાય જો. સારી આ૦ ૩

દોષ વધ્યા તે સાથે દુઃખ વધ્યાં ઘણાં,
માટે તેનો કરવો કંઇ પણ કયાસ જો;
પોતાના દોષો સૌ પોતે પારખો,
હૃદયતણી સૌ રાખો રોજ તપાસ જો. સારી આ૦ ૪

સૂતા ઉઠી સ્મરણુ કરો જગદીશનું,
માગો મુખથી એવું પ્રભુની પાસજો;
દિવસ બધામાં દુર્બુદ્ધિ આઘી ખસે,
સત્કર્મોનો સદા રહે અભ્યાસ જો. સારી આ૦ ૫

એવો ઉદ્યમ ઉરથી સહુ જન આદરો,
નિશ્ચય કરીને નિર્મળ રાખો ચિત્ત જો;
દુઃખ જશે ને સુખના દહાડા દેખશો,
પ્રભુજીકેરી પૂરણુ વધશે પ્રીત જો. સારી આ૦ ૬

સૂતાં પાછા સ્મરણુ કરો જગદીશનું,
સુખને માટે માનો પ્રભુનો પાડ જો;
વળતી પૂછો પ્રશ્ન ઘણા મનને તમે,
દિવસ બધામાં કીધો કાંઇ અનાડ જો? સારી આ૦ ૭

પરમાર્થ કીધો કે પીડયા લોકને ?

કાળું હૃદય હતું કે ચોખું ચિત્ત જો !
નિંદા મેં કીધી કે રૂડું ભાખીયું ?
દ્વેષ કર્યો કે પૂરણુ રાખી પ્રીત જો ? સારી આ૦ ૮

ભુંડું કરીને રાચ્યો છું હું કોઇનું ?
ભુંડું ઇચ્છી ભૂલ્યો છું નિજ ધર્મ જો !
ભુંડાના સંગે શું હું ભુંડો થયો ?
અવળો ચાલી કીધાં કૂડાં કર્મ જો ? સારી આ૦ ૯

નિજ મન બોધો મોટાં મનના માનવી,
બીજાના અવગુણુની વળતી વાત જો;
સૌ સૌનું સંભાળે સૌ સુખ પામશો,
નવ થાશો કો રાંક દમી રળીઆત જો. સારી આ૦ ૧૦

ટીલાં ને ટપકાં નવ રાખો એકલાં,
તેની સાથે મનનો કાઢો મેલ જો;
માળાના મણુકા નવ મેલો એકલા,
રાખો નીતિ તે સાથે સામેલ જો. સારી આ૦ ૧૧

ભુંડું શું ભાખો છો ભક્ત બની ઠણી,
જ્ઞાની થઇને મનમાં રાખો દ્વેષ જો;
મેલું મન રાખો છો શુદ્ધ શરીરમાં,
મન માર્યા વિણુ મિથ્યા વેશ વિશેષ જો. સારી આ૦ ૧૨

જગત બધું જાણે છે જુઠા વેષને,
તોપણુ મુખપર કરતા સર્વ વખાણુ જો;
તેથી નવ ભૂલાતા બારે માનવી,
ઇશ્વર તો છે બાહ્યાંતરનો જાણુ જો. સારી આ૦ ૧૩

દુનિયાના ડાહ્યા નવ થાશો એકલા,
ઇશ્વર રાચે એવાં કરજો કર્મ જો.
ચાર ઘડીનું ચાંદરણું ચાલી જશે,
વળતી ઇશ્વર જોશે ધર્મ અધર્મ જો. સારી આ૦ ૧૪

મન ચોખું રાખો તો મહાપદ પામશો,
બીજા જાણે મિથ્યા સર્વ ઉપાય જો;
ટેક રહ્યો દુનિયામાં તેથી શું થયું,
જો ઇશ્વરનો અણુરાજીપો થાય જો. સારી આ૦ ૧૫

નિજ મનને શોધેથી દુર્ગુણ વામશો,
વળતી વધશે પ્રભુમાં પૂરો પ્રેમ જો;
તેથી સજ્જન શાંતિને સુખ પામશો,
પ્રભુ પણ તમપર રાખે રૂડી રહેમજો. સારી આ૦ ૧૬

---

## મરણના દુઃખ વિષે.

**"લીલો લીમડોરે લીલી કેવડીઆની છાંય."**
**એ રાગતે મળતો.**

મરવાં દોહલાંરે, કાયા કેમ કરી છોડાશે,
ચીંતા ચિત્તમાંરે શી ગતિ મરણ પછીથી થાશે.
કંચન વરણી કાયમાં કંઇ રોગ ઘણા ઉભરાશે,
મરવાં દોહલાંરે. ૧
મરવાં સોહલાંરે સંતો સુખે જગતથી જાશે;
નીતિ ભક્તિમાંરે, રહીને પરમાર્થમાં ધાશે,
ચેતી ચાલ્યા ચિત્તમાં તે, જરા નહિ પસ્તાશે, મરવાં સો૦ ૨
સુખ સંસારનાંરે, મરતાં માણસને સાંભરશે,
ભોગ ભલા ભલારે મૂકી કાય મશાણે ઠરશે;

વહાલાંને કરી વગળાં આ જીવ જતાં અકળાશે. મરવાં દો૦ ૩

વૈભવ વિશ્વનારે, મરતાં સંત નહિ સંભારે,
કાયા કયાં પડીરે, ધન, સુત, દારા સર્વ વિસારે;
શરણાગત જગદીશનો, અવિનાશી થઇને ચાલે. મરવાં સો૦ ૪

સહુ જન કષ્ટમાંરે, એને દેખીને દિલ દાઝે,
આંખે આંસુડાંરે, સૌનાં મુખ ભર્યાં ઉચાટે;
દુખીયા આ દેખાવથી નિજ હૈડું કેમ ન ફાટે. મરવાં દો૦ ૫

જુઠા જક્તનેરે, જેણે પ્રથમ થકીજ પિછાણ્યું,
સુખ દુઃખ સામટુંરે, જેણે મનથી મિથ્યા માન્યું;
ઇશ્વરને શરણે થયો તો સુધરે મરવા ટાણું. મરવાં સો૦ ૬

સહુ વીંટાઇનેરે, વહાલાં બહુજ વિલાપે રડશે,
સ્વર નિશ્વાસનારે, મરતા જનને કાને પડશે;
વજ્ર તણી છાતી હશે પણ એક પલક પીગળશે. મરવાં દો૦ ૭

સૂતાં સાંભળેરે, સંતો શાંત મને સુખ ઝાઝે,
નાદ નવા નવારે, મીઠા થાય મધુર અવાજે;
જાણે દુંદુભી દેવનાં કંઇ ગગન વિષે રહી ગાજે. મરવાં સો૦ ૮

કાયા કંપશેરે, મરતાં કંઠ બંહુ રૂંધાશે.
ભૂખ્યા પેટમાંરે ફળ કે અન્નોદક નહિ જાશે;
ઉરમાં છે ઇચ્છા ઘણી પણ મુખથી નહિ બોલાશે. મરવાં દો૦ ૯

આત્મા એકલોરે, જૂદો કાય થકી પડી જાશે,
કષ્ટો કાયનારે, તેથી તેને નહીંજ જણાશે.

ધ્યાન ધરી જગદીશનું તે પૂર્ણ કામબની જાશે. મરવાં સો૦ ૧૦

છોડી કાયનેરે, ક્યાં આ જીવ તણી ગતિ થાશે,
આપે એકલોરે આગળ અંધારે અથડાશે;
નિજજનથી નોખોપડયોછે કોણ હવે કર સહાશે. મરવાં દો૦ ૧૧

સાચા સંતનેરે, પ્રભુજી સદા વસે સંગાતે,
એ નથી એકલોરે, પ્રભુ છે મુઆ પછી પણ માથે;
સુખીઓ જીવ સદા રહે જ્યાં સાચો બેલી સાથે. મરવાં સો૦ ૧૨

---

## પ્રભુને ભજવા વિષે.

### "પ્રભુને ભજતાંરે વારે" એ રાગ.

પ્રીતે પ્રભુનેરે ભજીએ,
શાણાં થઇ આગળથી સજીએ, પ્રીતે૦ ૧
ગરબી ગરબારે ગાઇએ,
સખીઓ હળી મળીને હરખાઇએ. પ્રીતે૦ ૨
રમવા જમવારે જઇએ;
વિનય થકી વહાલાંમાં રહીએ. પ્રીતે૦ ૩
સુખ લેવાનેરે ચાહીએ,
તોપણ વિશ્વ થકી ન વબ્હાઇએ. પ્રીતે૦ ૪
આખરે મરવાંરે સાચાં,
મોહ માયાથી વળીએ પાછાં. પ્રીતે૦ ૫
જગને છોડીરે જાવું,
તો એમાં નહિ બહુ લપટાવું. પ્રીતે૦ ૬
જો લપટાશોરે જાળે,
મરણ સમે માયા બહુ સાલે. પ્રીતે૦ ૭

સાચી વસ્તુરે શોધો,
મમતા છોડી મનને બોધો. પ્રીતે૦ ૮
જુઠી જગનીરે માયા,
ડાહ્યા જે હરી ભજવા ધાયા. પ્રીતે૦ ૯
જબરા જોદ્ધારે ઝાઝા,
માટીમાં મળીઆ મહારાજા. પ્રીતે૦ ૧૦
સૌને પડતાંરે પેખ્યાં,
રાજા રાંક તણાં નથિ લેખાં, પ્રીતે૦ ૧૧
કાચી કાયારે પડશે,
જીવ અમર જોશો તો જડશે. પ્રીતે૦ ૧૨
સુખ દુઃખ જગમાંરે સાથે,
ચોખું સૂખ ચઢે નહિ હાથે. પ્રીતે૦ ૧૩
બીજી દુનિયાંરે લેખે,
સાંચા સંત મરીને પેખે. પ્રીતે૦ ૧૪
સાચાં સુખ છેરે તેમાં,
દુખનું નામ મળે નહિ જેમાં. પ્રીતે૦ ૧૫
એ સુખ કેરાં રે ઠામો,
નીતિ ભક્તિથી નિશ્ચય પામો. પ્રીતે૦ ૧૬

---

## સાચાં સુખ.

**“ હવે નહિ જાઉં મહી વેચવારે લોલ. ” એ રાગ.**

સાચાં તે સુખ પરલોકનાંરે લોલ,
વૈભવો વિનાશકારી વિશ્વનારે, લોલ;
ભોગ ભર્યા રોગના તમામ, સુખ કયાં મળેરે લોલ,
સાચાં તે સુખ પરલોકનાંરે લોલ. ૧
સુખ મળે છે જે સમાગમેરે લોલ,

આખરે વિયોગ કેરૂ કષ્ટ તેની સાથ છે રે લોલ. સા૦ ૨
સુખ માટે સર્વ જો લઢી મરે રે લોલ,
મેળવીને શાંતિ નવ થાય, અધિકું ચહેરે લોલ. સા૦ ૩
સુખડાં ને દૂખડાંનો ખીચડોરે લોલ,
પામરોજ પ્રીત ધરી ખાય પછી બરબડેરે લોલ. સા૦ ૪
નિર્મળાં છે સુખ પરલોકનાંરે લોલ,
દુઃખનું ન નામ કે નિશાન સંત લોકનેરે લોલ. સા૦ ૫
દુખડાં ન હોય ત્યાં દુકાળનાં રે લોલ,
ચોરકે ચકોરની ન બ્હીક લેશ લોકનેરે લોલ. સા૦ ૫
દેહ નથી વ્યાધિથી વીંટાયલારે લોલ,
આધિ કે ઉપાધિ રહે દૂર સંત લોકથીરે લોલ. સા૦ ૭
કષ્ટ નથી કારમાં વિયોગનાંરે લોલ,
મોત નથી મારતાં ત્યાં ઝડપ ઝટ્ટ જીવનેરે લોલ. સા૦ ૮
જીભમાં મીઠાશ ઝેર ઉરમાંરે લોલ,
એવા નથી સંતના સ્વભાવ શુદ્ધ લોકમાંરે લોલ. સા૦ ૯
ઉરમાં છે ઉભરા આનંદનારે લોલ,
સત્યનેજ સર્વ લોક ચાહી શાંતિમાં વસેરે લોલ. સા૦ ૧૦
ઇશ ત્યાં સમીપ અહોનીશછેરે લોલ,
ભૂપનોય ભૂપ ભલા ભક્ત શિર ગાજતોરે લોલ. સા૦ ૧૧
પ્રેમમાં પ્રમત્ત સંત ડોલતારે લોલ,
સત્યમાં છે સર્વદા નિવાસ ઇશ આશરેરે લોલ. સા૦ ૧૨
જ્ઞાનીને વિવેકી નર નારીઓરે લોલ,
ભોગવો એ સુખ ભલી ભાત, મેલ પરહરીરે લોલ. સા૦ ૧૩
વહાલાં વીસારો જુઠા જક્તનેરે લોલ,
પ્રેમે પ્રભુના ગુણ ગાઓ શુદ્ધ ચિત્તથીરે લોલ. સા૦ ૧૪
આંટીઓ ને ઘુંટીઓ આ વિશ્વનીરે લોલ,
કૂડને કાપટય કરો દૂર, પછી ભોગવોરે લોલ. સા૦ ૧૫

સંત હશે કે સતિ સાધ્વીરે લોલ,
રાજા હશે કે કદી રંક તેય પામશે રે લોલ, સા૦ ૧૬

---

## કૈસરેહિંદ જ્યોર્જને આશીષ.

### " ધાજોરે વનમાં ગાજે મેહુલો " એ રાગ.

બહુ જીવોરે જ્યોર્જ કૈસર હિંદનો,
કીર્તિ એની જગ સઘળામાં જામો જો. બહુ જીવો (ટેક) ૧
રૈયતને પાળી જય વર્ત્તાવજો,
શાંતિનાં સુખ સર્વ પ્રજાજન પામો જો. બહુ જીવો. ૨
ચાંદો ને સૂરજ આથમતા નથી,
એવો એના રાજ્યતણો વિસ્તાર જો. બહુ જીવો. ૩
ધરતી ને દરીએ દળ એનાં વડાં;
બહુ બેટામાં એની ફરતી આણ જો. બહુ જીવો. ૪
રાજા ને રાણીનો રક્ષક વડો,
રાંક પ્રજાનો રૂડો એ રખવાળ જો. બહુ જીવો. ૫
અંતરનો ઉમળકો સૌને ઘણો,
માટે મહારાજાને દો આશીષ જો. બહુ જીવો. ૬
અહીં સૌનો ઉદય થજો એના વડે,
વૈભવ એને અધિકો આપો ઇશ જો. બહુ જીવો. ૭
કુશળ હજો પુત્ર અને પરિવારમાં,
પ્રસરો એનો જગમાં પ્રૌઢ પ્રાતાપ જો. બહુ જીવો. ૮

---

# ભાગ ત્રીજો.

## આખ્યાન અને કહાણીઓ.

---

### કંજુસની કહાણી.*

## સુમચંદ શેઠની ઉજાણી.

### ગરબી.

"જુમનાં જાવાદો પાણી." એ રાગ.

સુણ સખી કંજુસની કહાણી, બહુ બહુ ઉપયોગી જાણી;
કવિએ ગરબામાં આણી, સુણ સખી० ૧

સુમચંદ શેઠ ઘણા ડાહ્યા, પૈસે પૂર્યા છે પાયા;
કો'થી જાય નહીં વાહ્યા. સુણ સખી० ૨

નાણાં ઘરમાં બહુ દાટયાં, છોરૂ અન્ન લુખું ખાતાં;
કપડાં પહેરે છે ફાટયાં. સુણ સખી० ૩

લખપતિ લોક કહે એને, વ્યાજે ધન ફરતું જેને;
ન ગમે ખરચ કશું તેને. સુણ સખી० ૪

એક દિન શેઠાણી ભોળાં, વિજયા વસ્તારી બહોળાં;
વરને ખીજીને બોલ્યાં, સુણ સખી० ૫

બીજા લોક બહુ બહાને, લઇને મિત્ર સગાં ટાણે;
જઇને બાગે સુખ માણે. સુણ સખી० ૬

હું તો લખપતિને પરણી, કેવી મારી છે કરણી;

---

* જોન ગિલપિનનું અનુકરણ.

ગઇ નહીં બહાર કદી ઘરની. સુણુ સખી૦ ૭
મરજી વરની મેં રાખી, ઉમ્મર એજ ગઇ આખી;
કડવું વેણુ નથી ભાખી. સુણુ સખી૦ ૮
છોરૂ પ્રાણુ થકી પ્યારાં, ન મળે અંગરખાં સારાં;
લૂખું અન્ન જમે બાળાં. સુણુ સખી૦ ૯
સાડી પહેરી નથી સાજી, જમવા ભાખર ને ભાજી;
હું તો દેખી મરૂં દાઝી. સુણુ સખી૦ ૧૦
સુણુતાં શેઠ વદ્યા વાણી, શાને કકળે છે શાણી;
કાલે જઇશું ઉજાણી. સુણુ સખી૦ ૧૧
નોતર મિત્ર સહોદર જે, સઘળી તૈયારી કરજે;
સીધાં કોથળીએ ભરજે. સુણુ સખી૦ ૧૨
વદતાં શેઠાણી લાડે, ગાડી ચાર કરો ભાડે;
ચાલો બાગ વિષે કાલે. સુણુ સખી૦ ૧૩
"નક્કી" શેઠ કહે "જાવું" "ગાડી ગોવિંદની લાવું;"
"હયનું હરજીને કહાવું." સુણુ સખી૦ ૧૪
ગોવિંદ ગામડીએ ઠરતો, કાંધાં શેઠ ઘરે ભરતો;
ગાડું ગરજ પડે ધરતો. સુણુ સખી૦ ૧૫
તેની ગાડી મંગાવી, વેગે વણુ પૈસે આવી;
તેથી સુમચંદને ભાવી, સુખ સખી૦ ૧૬
હરજી હીરાપર રહેતા, નાણું શેઠ કને લેતા;
ઘોડો ગરજ પડે દેતા. સુણુ સખી૦ ૧૭
ઘોડો હરજીનો આવ્યો, ચાકર દોરીને લાવ્યો;
શેઠે ખીલે બંધાવ્યો. સુણુ સખી૦ ૧૮
વિજ્યા વરજીને કહાવે, પરવર છોરૂને ભાવે;
સારાં શાક કહો લાવે. સુણુ સખી૦ ૧૯
વર કહે શાક વિના રહીશું ? વેંગણુ વાડીનાં લઇશું;
ખાસું ભરત કરી ખાઇશું. સુણુ સખી૦ ૨૦

"વારૂ" વિજયા કહે વ્હાલે, "ત્યાં નહીં ચાકર વિણુ ચાલે;
ઘડવાં ગોળ ઘીનાં ઝાલે" સુણુ સખી૦ ૨૧

કહેછે શેઠ "ભલી ભાતે," હું તે સંભાળું જાતે;"
"સીધાં સૌ લ્યો તમ સાથે". સુણુ સખી૦ ૨૨

"ચાકર સાથે જો થાશે," "સૌથી બમણું તે ખાશે;"
"તેથી ખરચ વધી જાશે." સુણુ સખી૦ ૨૩

સમજ્યાં શેઠાણી મનમાં, કંઇ બોલ્યાં નહીં ડહાપણમાં;
અટકે ઉજાણી ક્ષણમાં. સુણુ સખી૦ ૨૪

સીધાં સામગ્રી લઇને, બેઠાં ગાડીમાં જઇને;
સ્નેહી સૌ ભેગાં થઇને. સુણુ સખી૦ ૨૫

હયપર બે બાજુ હળવાં, ઘીને ગોળતણાં ઘડવાં;
શેઠે ઠીક કરી ભરવ્યાં. સુણુ સખી૦ ૨૬

સઘળી તૈયારી તાગ્યા. આવી વછીઆતો લાગ્યા;
સુખથી માલ ઘણા માગ્યા. સુણુ સખી૦ ૨૭

સુમચંદ ત્યારે ગુંચાયા, છે સૌ પૈસાની માયા;
આપણુ ડાહી માના જાયા. સુણુ સખી૦ ૨૮

નાણું આવ્યું કેમ છોડું જાતાં જો થાશે મોડું;
જલદી દોડાવું ઘોડું. સુણુ સખી૦ ૨૯

કરથી સાન કરી સીધી. ગાડીને જાવા દીધી;
કુંચી કેડ થકી લીધી. સુણુ સખી૦ ૩૦

ઘરમાં ઉઘાડી પેઠા, સાથે વછીઆતો બેઠા;
કીમત માલતણી કહેતા. સુણુ સખી૦ ૩૧

રગઝગ કીંમતમાં કરતાં, વિક્રય માલતણો ઠરતાં,
લાગી વાર ઘણી વળતાં. સુણુ સખી૦ ૩૨

વિજયા પહોંચ્યાં છે પહેલાં, જાણે હર્ષ થકી ઘેલાં;
ચૂલે આધણુ તો મેલ્યાં. સુણુ સખી૦ ૩૩

કાઢયાં કોથળીથી સીધાં, રાંધણુ ચાલુ તો કીધાં;

ઘી ને ગોળ નહીં દીઠાં. સુણ સખી૦ ૩૪

હમણાં શેઠ ઘરે આવે, ઘડવાં ગોળ ઘીનાં લાવે;
મોદક કરવા છે ભાવે. સુણ સખી૦ ૩૫

છતરે માળ ચઢી હેઠાં, દ્વારે રાહ જોતાં બેઠાં;
રસ્તે જાય જુએ છેટાં. સુણ સખી૦ ૩૬

તોપણ શેઠ નથી જડતા, નજરે નામ નથી પડતા;
બાળક બાઉ કાજે રડતા. સુણ સખી૦ ૩૭

ત્રીજો પહોર થયો જ્યારે, તાગ્યા શેઠ ઘરે ત્યારે;
બેસી હય ચાબક મારે. સુણ સખી૦ ૩૮

ઘોડો ચાબકથી ચમક્યો, ઝાલ્યો કેમ રહે ઝબક્યો ?
નહીં તે અટકાવ્યો અટક્યો. સુણ સખી૦ ૩૯

ખેંચે હય જમણે હાથે, ડાબે પાઘ ગ્રહી માથે;
ચાકર કોઇ નથી સાથે. સુણ સખી૦ ૪૦

કરથી બહુ બળમાં તાણે, પડશે ગભરાયા જાણે;
ઘોડો મનમાં નવ આણે. સુણ સખી૦ ૪૧

ઘડવાં ઉછળીને આઘે, હયના પેટ વિષે વાગે;
ભયભિત થઇને તે ભાગે. સુણ સખી૦ ૪૨

ત્યારે શેઠ ઘણા ભડક્યા, હયને હારી ગળે વળગ્યા;
પંથી પેખી રહે અળગા. સુણ સખી૦ ૪૩

શિરથી પાઘ ગઇ ઉડી, કરથી ચાબક પણ કુડી;
બળજો ઉજાણી ભુંડી. સુણ સખી૦ ૪૪

પગથી જોડા પણ સરીઆ, સુમચંદ બહુ શ્વાસે ભરીઆ;
કહે "હય પકડો બાપલીઆ" સુણ સખી૦ ૪૫

ઘડવાં ગોળ ઘીનાં ભાગ્યાં, કેવાં સુમચંદને લાગ્યાં;
જાણે બાણ હ્રદય વાગ્યાં. સુણ સખી૦ ૪૬

હયને મન કૌતક ભાસ્યું, જાણે વેંગ ગળે બાઝ્યું;
તજવા જોર કરે ઝાઝું. સુણ સખી૦ ૪૭

દૃષ્ટિ બાગ વિષે ફેંકો, રાંધણુ અર્ધ થયાં પેખો;
વ્યાકુળ વિજયાને દેખો. સુણ સખી૦ ૪૮
સૌને ભૂખ ઘણી લાગી, તેથી કામ બધું ત્યાગી;
રસ્તે નજર કરે આધી. સુણ સખી૦ ૪૯
દીઠું હય જેવું જ્યારે, આવે ધસમસતું ત્યારે;
સૌને હર્ષ થયો ભારે. સુણ સખી૦ ૫૦
રસ્તે શેઠાણી દાનાં, ઉભાં મોટાં ને નાનાં;
રોતાં બાળ રહ્યાં છાનાં. સુણ સખી૦ ૫૧
દોડયો હય આવ્યો પાસે, "પકડો" શેઠ વદે ત્રાસે;
"મારા પ્રાણ નકી જાશે" સુણ સખી૦ ૫૨
સઘળાં સ્ત્રી બાળક ભોગે, ચાકર કોઈ ન સંજોગે;
હયને કોણ કહો રોકે. સુણ સખી૦ ૫૩
વ્યાકુળ સર્વ વદે "ઝાલો," બૈરાં યત્ન કરે ઠાલો,
હય તો વા વેગે ચાલ્યો. સુણ સખી૦ ૫૪
ફાંફાં શેઠાણી મારે, રડતાં બૂમ ઘણી પાડે;
"ચઢજો પરભુજી વહારે." સુણ સખી૦ ૫૫
ગાડિત આવ્યો ત્યાં પાસે, હયની પાછળ તે નાસે;
"પકડો" "પકડો" કહે "જાશે." સુણ સખી૦ ૫૬
સુણતા પંથી કહે "મારો" નાસે છે આ લુંટારો;
"હયને કોઇ, અરે ખાળો." સુણ સખી૦ ૫૭
રસ્તે બુમ પડી ખોટી, સૌ કહે લુંટ થઇ મોટી;
નાસે પાળા ને પોઠી. સુણ સખી૦ ૫૮
પાસે પોલિસનું થાણું. રસ્તે લુટ થઇ જાણ્યું;
છૂટયા સ્વાર તજી ખાણું. સુણ સખી૦ ૫૯
આગળ શેઠતણી સ્વારી, પાછળ પોલિસ થઈ જારી;
રસ્તે ભીડ થઇ ભારી. સુણ સખી૦ ૬૦
ખેડુ સૌ ભેગા થઇને, આવ્યા લાકડીઓ લઇને;

નાસે હય પાછળ રહીને. સુણ સખી૦ ૬૧
હયનો વેગ હતો ભારે, પોલિસ પહોચી નહિ જ્યારે;
ખાલી બ્હાર કર્યો ત્યારે. સુણ સખી૦ ૬૨
સુણતાં શેઠ પડયા વ્હીલા, પગ ને હાથ થયા ઢીલા;
રસ્તે લોક જુએ લીલા. સુણ સખી૦ ૬૩
હયથી હારીને પડીઆ, ખોટા રસ્તામાં ખડીઆ;
"મારા બાપ" કહી રડીઆ. સુણ સખી૦ ૬૪
પોલિસ ત્યાં આવી પહોંચી, સ્વારે ઝાલી છે બોચી;
શાણા શેઠ રડે શોચી. સુણ સખી૦ ૬૫
બોલ્યો સ્વાર "ચલો થાણે, ખાલી ઢોંગ કરે શાણે;"
બાંધી હાથ અને તાણે. સુણ સખી૦ ૬૬
બીજો બોલ્યો "મેં ઓડા, મુદ્દે માલ મિલે થોડા;
ઉન્ને છોડદિયા ઘોડા." સુણ સખી૦ ૬૭
ત્રીજો બોલે છે ધારી, કેસી ભૂલ ભયી ભારી;
એ હે બનીઆ વેપારી" સુણ સખી૦ ૬૮
ત્યારે શેઠ વધા વાણી" મુજને લુંટારો જાણી;
શાને બાંધ્યો છે તાણી. સુણ સખી૦ ૬૯
હુંતો રાજનગર રહું છું, બાગે ઉજાણી જાઉં છું;
સાચે સાચું હું કહું છું. સુણ સખી૦ ૭૦
ઘોડો મસ્તાનો થઇને, આવ્યો બાગ વટાવીને;
અહીંથી નાઠો નાંખીને. સુણ સખી૦ ૭૧
પડતાં ઠબકાયો ઝાઝો, પગમાં ઘા પડીઓ તાજો;
મુજને બાગે લઇ જાજો." સુણ સખી૦ ૭૨
સ્વારે શેઠ ગ્રહી લીધા, ઘોડે બેસાડી દીધા;
બાગે સૌ ભેગા કીધા. સુણ સખી૦ ૭૩
હય તો હીરાપર આવ્યો, ઘીને ગોળે છંટાયો;
હરજી બાગ ભણી ધાયો. સુણ સખી૦ ૭૪

બાજે આવ્યા સૌ થાકી, સ્વારે શોધ કરી પાકી;
ત્યારે ભૂલ બધી ભાગી. સુણ સખી૦ ૭૫
અન્ન તો ટાઢાં ને લૂખાં, સૌના પેટ ભર્યાં ભૂખ્યાં;
સ્વારે ઘેર જઇ મૂક્યાં. સુણ સખી૦ ૭૬

---

## વાભાઇનો ખેલ.

"ગોકુળીએ લઈ ચાલોરે" એ રાગ.

એક દિન વા બહુ ગર્વે ભરાયો,
ધાંધળ કરવાને ધાયોરે, વાએ ખેલ મચાવ્યો. (ટેક.)
પહેલાં તો તે દરીઆ ભણી દોડયો,
વહાણ તણો શઢ તોડયોરે. વાએ ખેલ.
ભોળા ઉતારૂને ભયભીત કીધા,
કંઇક તણા ભોગ લીધારે. વાએ ખેલ.
ત્યાંથી પછી ગામડા ભણી ધાયો,
ચોરા ઉપર ચઢી આવ્યોરે. વાએ ખેલ.
ચોરેથી ચલમ પટેલની પાડી,
માથેથી પાઘ ઉરાડીરે. વાએ ખેલ.
હાથ બેઢું ધરી ઘુંઘટ તાણી,
પટલાણી જાય છે પાણીરે. વાએ ખેલ.
ઘુંઘટ પેસતાં વા નવ લાજ્યો,
કાનમાં પેસીને ગાજ્યોરે. વાએ ખેલ.
રેંટીઆ કાંતતી ડોશીને દેખી,
વાયુએ તૃણવત્ લેખીરે. વાએ ખેલ.
સૂતર તોડયું ને પૂણી ઉરાડી,
ડોશી ઉઠી રાઢ પાડીરે. વાએ ખેલ.
સૂર્ય કહે ભાઇ બળીઆથી લઢીએ,

નિર્બળને નવ નડીએરે. વાએ ખેલ.
વાયુ પછી વડા શ્હેરમાં આવ્યો,
રાજાનો મ્હેલ હલાવ્યોરે. વાએ ખેલ.
તોડયું નિશાન અને ભુર ભાખે,
"ધરતી ધ્રુજે મુજ ધાકેરે. વાએ ખેલ.
પહાડ ને પર્વત નાંખું હલાવી,
આકાશ મુકું ગજાવીરે." વાએ ખેલ.
સૂર્ય કહે એવું વદીએ ન ભાઇ,
મિથ્યા ન કરીએ બડાઈ રે. વાએ ખેલ.
સુણતાંજ સૂર્યને ધૂળથી ઢાંકયો,
પાણીછલો કરી નાંખ્યો રે. વાએ ખેલ.
ગર્વ ધરી પહાડ તોડવા દોડયો,
પર્વતે વાયુને ઓડયોરે, વાએ ખેલ.
મારે ઝપાટા ને પાડે બરાડા,
સ્થિર થઇ ઉભા કરાડારે. વાએ ખેલ.
જોર કર્યું પણ કંઇ નવ ચાલ્યું,
શિખર હલાવ્યું ન હાલ્યુંરે. વાએ ખેલ.
થાકીને વા પછી ગલીઓમાં ધાયો,
ખાડા ને ખોમાં ભરાયો રે. વાએ ખેલ.
આગળ જાવાનો રસ્તો ન સૂઝે,
વાયુ તો થરથર ધ્રુજેરે. વાએ ખેલ.
ઉંચે ચઢે વળી ઉતરે હેઠો,
થાકી ગુફામાંહી પેઠોરે. વાએ ખેલ.
શોધતો આવી ચઢયો રવિ શાણો,
વાને ગુફામાંથી આણ્યોરે. વાએ ખેલ.
વંઠેલા વાયુને ઉધડો લીધો,
પાણીથી પાતળો કીધોરે. વાએ ખેલ.

# મેવાડનો રાણો રાયમલ.

**"વૈદરભી વનમાં વલવલે"—એ રાગ.**

રાયમલ રાણો મેવાડનો, જેનો નિર્મળ ન્યાય;
રજપૂત મધ્યે શીરોમણી, જશ જગમાં ગવાય,
રાયમલ રાણો મેવાડનો. ( ટેક. )
ટુક ટોડે કરે તે સમે, રાય સુરતન રાજ;
લિલ્લા પઠાણે હરાવીને, તેનું લીધું છે તાજ. રાયમલ રાણો.
સુરતન નાસીને આવીઓ, રહ્યો બેદનુર ગામ;
મેવાડમાં મશહુર છે, રજપૂતનું ઠામ. રાયમલ રાણો.
સુરતન ઘેર કુમારિકા, રૂડી રૂપ નિધાન;
તારા છે નામ તથાપિ તે, શશી પૂર્ણ સમાન. રાયમલ રાણો.
સુરતને પણ એક આચર્યું, "જીતે ટોડાનું રાજ્ય;
તારા કુમારી તેને વરે, નહીં બીજાનું કાજ" રાયમલ રાણો.
રાયમલ સુત જયમલ કહે, "એતો મારૂંજ કામ;
લિલ્લા પઠાણને મારીને, કરૂં ટોડે મુકામ" રાયમલ રાણો.
રજપૂત સેન લઇ ચઢયો, કર્યું ટોડે પ્રયાણ;
પાછો પઠાણે નસાડીઓ, ખાલી ખોયું છે માન. રાયમલ રાણો.
રજપૂત સાચો તો શરમથી, નવ દેખાડે મૂખ;
કન્યાની આશ ખરે તજી, આઘો બેસે અચુક. રાયમલ રાણો.
પણ જયમલ નવ જંપીઓ, લીધી તારાની પૂઠ;
ન્યાયે મળ્યું નહિ તે હવે, લેવા મારીને ઝુટ. રાયમલ રાણો.
સુરતને સામો ખરેખરો, સાચો તે રજપૂત;
પણ તેનું કેમ પાછું ફરે, શીર આપે સપૂત. રાયમલ રાણો.
જયમલને સમજાવીઓ, નવ સમજ્યો નપાટ;
સુરતને શીર તેનું છેદીયું, પણ પાળવા માટ. રાયમલ રાણો.
સર્વ કહે હવે શું થશે, બહુ કોપશે રાય;
રાયમલ રાજાને મારશે, સુરતનનેજ હાય !! રાયમલ રાણો.

રાયમલને ન કહી શકે, રૂડો રજપૂત કોઇ;
ભાયાત સહુ ભયમાં રહે, ભવ્ય ભૂપને જોઇ. રાયમલ રાણો.
બાપ કને બાળ મોકલી, અંતે કીધું છે જાણ;
રાયમલે શોચ કર્યાં છતાં, કીધો ન્યાય પ્રમાણ. રાયમલ રાણો.
રાયમલ કહે ઘટતું થયું, એમાં પુત્રનો વાંક.
રજપૂતની રીત પરહરી, વાળ્યો આડોજ આંક. રાયમલ રાણો.
સુરતને નીજ પણ રાખીયું, ખરો રજપૂત તેહ;
એદ્દનુર આપ્યું બક્ષીસમાં,સાચો જણાવ્યોછે સ્નેહ. રાયમલ રાણો.
વળતી કુંવર બીજો રાયનો, પૃથ્વીરાજ પ્રમાણ;
ધાયો તે ટોડાને જીતવા, થયું તારાને જાણ. રાયમલ રાણો.
તારા પછીથી જુદ્ધ ચઢી, પૃથ્વીરાજની સાથ;
સેન સજી ટોડા જીતીયું, કરી લિલ્લાની ઘાત. રાયમલ રાણો.
લગ્ન થયાં પૃથ્વીરાજનાં, પછી તારાની સાથ;
રીત કરી રજપૂતની, રીઝયો તારાનો તાત. રાયમલ રાણો.
રાયમલ પણ સુખીઓ થયો, સણી વાત સુજાણ;
જયમલે નવ થયું તે કર્યું, પૃથ્વીરાજે પ્રમાણ. રાયમલ રાણો.

---

## રાણી રૂપસુંદરી.

### ગરબી.

**"મોરલી વાગીરે શ્રીકૃષ્ણની" એ રાગ.**

વનમાં વસે એક સુંદરી,
હાંરે એનું રંભાસમું છે રૂપ રાજતું;
હાંરે એને રાનનું રહેઠાણ નથી છાજતું. હોજીરે વનમાં વસે એક સુંદરી. ( ટેક. )
હાંરે વિધુ વેશે ધરેછે રંગ રાતડી,
હાંરે કોણ કળી શકે છે એની જાતડી? હોજીરે વનમાં.

હાંરે એનું મુખકમળ કરમાયલું,
હાંરે એનું વપુ વિષાદથી વિંટાયલું, હોજીરે વનમાં.
હાંરે એની સેવા કરે છે સહુ ભીલડી,
હાંરે નથી વ્હીલી તે મુકતી એક ઘડી. હોજીરે વનમાં.
હાંરે રૂડી ઝાડની ગુફામાં રચી ઝુંપડી,
હાંરે ભીંત દીપાવી સીપ શંખલે જડી. હોજીરે વનમાં.
હાંરે જુઓ ઝાડે બાંધ્યું છે પેલું પારણું;
હાંરે માંહે બાળ રમે છે રળીઆમણું. હોજીરે વનમાં.
હાંરે એને ભાલે રવિનું તેજ ઝગમગે,
હાંરે એનો ચ્હેરો તો પારણામાં ચગચગે. હોજીરે વનમાં.
હાંરે ભીલ છોરૂ છે બાળને ઝુલાવતાં,
હાંરે એનું મુખડું જોવાને સહુ આવતાં. હોજીરે વનમાં.
હાંરે છોરૂ વનમાંથી ફુલ વીણી લાવતાં,
હાંરે કરી હારડા ને બાળને પહેરાવતાં. હોજીરે વનમાં.
હાંરે કોઈ બાળા ચનોઠી એકઠી કરે,
હાંરે તેની માળા કરીને કંઠમાં ધરે. હોજીરે વનમાં.
હાંરે નારી બાળને રમાડી કરે બોકીઓ.
હાંરે ભીલ ચારે બાજુએ કરે ચોકીઓ. હોજીરે વનમાં.
હાંરે એતો કોનો કુંવર છે કોડામણો ?
હાંરે એતો દૈવની ગતિથી દીસે દામણો. હોજીરે વનમાં.
હાંરે ત્યાંતો શીલગુણસુરીજી સાધુ આવીઆ,
હાંરે જોઇ કુંવરનું રૂપ ને ખુશી થયા. હોજીરે વનમાં.
હાંરે તેણે ચિન્હ જોયાં તે ચતુરાતણાં,
હાંરે રૂપ રેખાને ભાલ પેખ્યાં બાળનાં. હોજીરે વનમાં.
હાંરે એ તો ન હોય કોળી, છે બાળ કેસરી,
હાંરે એતો વનરાજ વીર છે વાલેસરી. હોજીરે વનમાં.
હાંરે પછી બોલ્યા જતીજી સુણ હે સતી,

હાંરે થાશે બાળ પ્રતાપી પૃથ્વીપતિ. હોજીરે વનમાં.
હાંરે એવાં સારાં વચન સુણી માવડી,
હાંરે પેલા સાધુને વંદિને પગે પડી. હોજીરે વનમાં.
હાંરે પછી સાધુ દિલાસો દેઇ નિસર્યા;
હાંરે જઇ વનનાં વાસીને નથી વીસર્યા. હોજીરે વનમાં.
હાંરે હવે માતા ઝુલાવે પુત્ર પારણે;
હાંરે મુખ પેખીને જાય છે ઓવારણે. હોજીરે વનમાં.
હાંરે મારા ગોકુળની ગાયનો ગોવાળીઓ;
હાંરે મારી ગુર્જર વાડીનો એતો માળીડો, હોજીરે વનમાં.
હાંરે મારી ગુર્જરનો ગર્થ છે આ બાળમાં;
હાંરે મારી સઘળી આશા છે એના ભાલમાં. હોજીરે વનમાં.
હાંરે મારો કુંવર થશે જો પૃથ્વીપતિ;
હાંરે એવા શોધી જમાડું સેંકડો જતી. હોજીરે વનમાં.
હાંરે એમ કરતાં વરસ કંઇ વહી ગયાં;
હાંરે પેલા બાળકનાં બાણુ વધતાં ગયાં. હોજીરે વનમાં.
હાંરે લેઇ કામઠી ને તીર કુંવર નીસરે;
હાંરે પેલા ભુવડના લોકને કાયર કરે. હોજીરે વનમાં.
હાંરે ધન લાવી દુખીનાં દુઃખ ટાળતો;
હાંરે વનવાસી અપંગને તે પાળતો. હોજીરે વનમાં.
હાંરે આખા વનના તે ભીલને ભેગા કરે;
હાંરે પછી માંડી નિશાન ખેલ આદરે. હોજીરે વનમાં.
હાંરે જેનો ચાંદો વીંધીને તીર નીસરે;
હાંરે તેને આપી ઇનામ તે ખુશી કરે. હોજીરે વનમાં.
હાંરે એવાં વગડાનાં રાજ વીરે માંડીઆં;
હાંરે પછી કુડ કપટ છળ છાંડીઆં. હોજીરે વનમાં.
હાંરે હવે નીતિ ને ન્યાય કુંવર આચરે;
હાંરે માની શિક્ષા પ્રમાણે ડગલાં ભરે. હોજીરે વનમાં.

હાંરે માને એક દિવસ સુખ સાંભર્યાં;
હાંરે માની આંખડીમાં આવીને આંસુ ઢર્યાં. હોજીરે વનમાં.
હાંરે ત્યારે પુછે કુંવર કરી વિનતી;
હાંરે માતા શાને રડો છો, મને કહો કથી. હોજીરે વનમાં.
હાંરે ત્યારે માએ માંડીને કહી વાતડી;
હારે કુંવર સુખડાં સંભારી બળે છાતડી. હોજીરે વનમાં.
હાંરે તારા પિતાનું રાજ તો પંચાસરે;
હારે હતી ગુર્જર ભુમિતો એને આશરે. હોજીરે વનમાં.
હાંરે પછી શત્રુ સોલંકીએ હલ્લા કર્યા;
હાંરે ત્યારે પોતે લઢીને સ્વર્ગે સંચર્યા. હોજીરે વનમાં.
હાંરે અમે રાજ મુકીને વન આવીઆં;
હાંરે અમને વેરીએ બહુજ સતાવીઆં. હોજીરે વનમાં.
હાંરે મારો સુરપાળ વીર વખુટો પડયો,
હાંરે તેનો પતો હજુએ કંઇ ના જડયો. હોજીરે વનમાં.
હાંરે વીરા સ્નેહી સગાં તો બહુ સાંભરે;
હાંરે મારાં વહાલાં મળે તો હઇડાં ઠરે. હોજીરે વનમાં.
હાંરે એક વહાલાં વિયોગ દેહને દમે;
હાંરે પેલા વેરી વિકાળ શીરપર ભમે. હોજીરે વનમાં.
હાંરે એમ બ્હીતા રહ્યે કાળ કયમ જશે ?
હાંરે મને સુઝે નહીં કે હવે શું થશે ? હોજીરે વનમાં.
હાંરે એમ કહેતાંજ રાંકડી રડી પડી,
હાંરે વદે વનરાજ શાંત થાઓ માવડી. હોજીરે વનમાં.
હાંરે કાલે શત્રુને શોધીને પુરા કરૂં;
હાંરે મારા તાતની ભુમિનું અભરે ભરૂં. હોજીરે વનમાં.
હારે હવે ગુર્જર ગુણીની સેવા આદરૂં;
હાંરે મળી સ્નેહીને કોડ હું પુરા કરૂ. હોજીરે વનમાં.
હાંરે માતા ભીલભાઇઓને કરૂં સોંપણી.

હાંરે રાખે માની સેવામાં કાળજી ધણી. હોજીરે વનમાં.
હાંરે મારા સ્નેહી ને મિત્રને ભેગા કરૂં,
હાંરે પછી આજ્ઞા લઇને વન સંચરૂં. હોજીરે વનમાં.
હાંરે મારા તાત કેરૂં રાજ મેળવું સહી;
હાંરે અહીં બેશી રહ્યે બનશે નહીં. હોજીરે વનમાં.
હાંરે પછી વનરાજે ભીલને ભેગા કર્યા,
હાંરે લેઈ કામઠીને તીર સહુ ઉતર્યા. હોજીરે વનમાં.
હાંરે પછી વનરાજ વીર કહે "વાલેસરી;
હાંરે તમે ભલી કરી છે મારી ચાકરી, હોજીરે વનમાં.
હાંરે મને પ્રભુ પિતાનું રાજ આપશે,
હાંરે મને ગુર્જરનો ભુપ કરી સ્થાપશે. હોજીરે વનમાં.
હાંરે ત્યારે તમને સંબંધી સબળા ગણી,
હાંરે સહુ પહેલા કરીશ ગામના ધણી. હોજીરે વનમાં.
હાંરે હવે અમે વિજય માટે વાધીશું;
હાંરે મળી સ્નેહીને શુભ કામ સાધીશું. હોજીરે વનમાં.
હાંરે સેન ભેગું કરીને ફરી આવીશું,
હાંરે તમને લઢવાને જંગમાં બોલાવીશું." હોજીરે વનમાં.
હાંરે સુણી એવાં વચન ભીલ ગાજીઆ,
હાંરે વીરહાક પડીને ઢોલ વાગીઆં. હોજીરે વનમાં.
હાંરે પછી વનરાજે શાંત સહુને કર્યા,
હાંરે વીર માને બતાવી એમ ઉચર્યા. હોજીરે વનમાં.
"હાંરે આ છે માતા તમારાં, તમે છોકરાં,
હાંરે આજ સગાં સંબંધી સહુ છે પરાં. હોજીરે વનમાં.
હાંરે કરી સારી સેવને સુખીઆ થજો,
હાંરે ભય આવી પડે તો દૂર રાખજો. હોજીરે વનમાં.
હાંરે કદી આવે લેવાને જૈન આશરે,
હાંરે માને મૂકો સુરીને અણાશરે." હોજીરે વનમાં.

હાંરે ત્યારે બીસે ભલાઇ બહુ વાપરી,
હાંરે કહે રૂડી કરીશું માની ચાકરી. હોજીરે વનમાં.
હાંરે માની ચીંતા કરોને વીર વેગળી,
હાંરે અમો છોરૂને રૂપ માવડી મળી; હોજીરે વનમાં.
હાંરે ત્યારે માતા ગભરાઇ ગળગળાં થયાં,
હાંરે માની પ્રેમી આંખેથી આંસુડાં વહ્યાં. હોજીરે વનમાં.
હાંરે બોલે માતાજી છેક અધીરાં થઇ,
"હાંરે મારી શુદ્ધિને સાન આતે ક્યાં ગઇ ?" હોજીરે વનમાં.
હાંરે મારા પ્રાણથી હું દેહ કરૂં વેગળી,
હાંરે મારી બુદ્ધિએ આજ મુજને છળી; હોજીરે વનમાં.
હાંરે કુંવર અંધ અપંગ કેરી લાકડી,
હાંરે તમને પેખી ઠરે છે મારી આંખડી; હોજીરે વનમાં.
હાંરે સાંજે વાટ જોઉં કે વીર આવશે.
હાંરે મુજ દુખીયણના તાપને સમાવશે; હોજીરે વનમાં.
હાંરે હવે સાંજે તમારે આવવાં નથી,
હાંરે ઝાળ લાગે છે એટલા વિચારથી; હોજીરે વનમાં.
હાંરે કુંવર દિન અમારા કેમ નીઠશે,
હાંરે મારા ટળવળીને પ્રાણ નીકળી જશે. હોજીરે વનમાં.
હાંરે કુંવર શત્રુ તમોને શોધતા ફરે,
હાંરે તમને રખે અભાગીઆ આવી મળે." હોજીરે વનમાં.
હાંરે ત્યારે વનરાજ વીર એમ ઉચર્યા,
"હાંરે માતા ભલે અમોને જાગતા કર્યા. હોજીરે વનમાં.
હાંરે તમે સારા રજપુતનાં છો માવડી,
હાંરે કળા સિંહને જગાડવાની આવડી. હોજીરે વનમાં.
હાંરે માતા દુખડાંનો અંત હવે આવીઓ;
હાંરે હવે જાણો કે જંગ જગાવીઓ. હોજીરે વનમાં.
હાંરે જ્યારે શત્રુનાં જુથ શીર ગાજતાં,

હાંરે ત્યારે છુપા રહેવા તો નથી છાજતા. હોજીરે વનમાં.
હાંરે અમે રજપૂત સુત, બાળ કેસરી,
હાંરે અમે જુધથી જરા ન જઇએ ડરી. હોજીરે વનમાં.
હાંરે અમે ખડ્ગ ધર્યું કે ખરા રાજવી,
હાંરે ભૂમિ કામઠીને તીરની છે આગવી." હોજીરે વનમાં.
હાંરે ત્યારે માતા વદે છે;—" ધન્ય દીકરા,
હાંરે આજ જાણું કે કોડ તેં પુરા કર્યા. હોજીરે વનમાં.
હાંરે તારા તાત કેરાં કુળને તેં તારીઆં,
હાંરે મારાં દુખડાંને આજ મેં વિસારીઆં." હોજીરે વનમાં.
હાંરે પછી ભાવે સુભોજન કરાવીઆં,
હાંરે શુભ કંકુ ને પુષ્પ ત્યાં અણાવીઆં. હોજીરે વનમાં.
હાંરે પછી કંકુ અક્ષત ભાલમાં ધરી,
હાંરે ફુલ નાંખી કહે "આવજો ફત્તે કરી. હોજીરે વનમાં.
હાંરે વીરા પ્રભુ પ્રતાપ તેજ આપશે,
હાંરે તને ગર્જરનો ભૂપ કરી સ્થાપશે." હોજીરે વનમાં.
હાંરે માને વનરાજ વીર ત્યાં પાયે પડયા,
હાંરે માએ આપી આશીષ ને ઉઠાડીઆ. હોજીરે વનમાં.
હાંરે પછી સબળા સપૂત ત્યાંથી સંચર્યા,
હાંરે દશ બળીઆ બાણુાવળી સાથે થયા. હોજીરે વનમાં
હાંરે માતા વનમાં વસીને દિન નિર્ગમે,
હાંરે પ્રભુભક્તિ કરીને ઉરમાં શમે. હોજીરે વનમાં.



# સોના અને લોઢાનો સંવાદ.

**સોનું "હરી જેવો તેવો હું દાસ તમારો"—એ રાગ.**

લોઢા તને ગણતીમાં કોણ ગણે છે;
તારૂં રાંકજ રૂડું ભણે છે, લોઢા તને. (ટેક.)
એક દિવસ અભિમાન ધરી ઉર સોનું સબળ થઇ ડોલ્યું,
લોઢાને હલકું ગણી તુચ્છકારી, ભમર ચઢાવીને બોલ્યું,
લોઢા તને ગણતીમાં કોણ ગણે છે.

મુગટ બની હું તો નૃપશીર બેસું તું કોદાળે ભોંય ખણે છે,
નાણાં ઘરેણાંનું હું અધિકારી, ને ઓજાર તારાં બને છે.
લોઢા તને.

સોનું સવા વાલ હાજર હોયતો, દશશેર લોઢું મળે છે;
રાંકના ઘરમાંએ લોઢું હશે, પણ મુજને તો વિરલા રળે છે.
લોઢા તને.

રંગ રૂપાળો ને તેજ ઘણું મારૂં, તારૂં તો મોઢું છે કાળું;
શોભે ન તું મુજ સાથે તથાપિ હું પામર જાણીને પાળું.
લોઢા તને.

લોઢું—સોના તને શાણે અભિમાન વાધ્યું,
તને મેંજ અભય પદ આપ્યું-સોના તને.

ફૂટ ભુંડા તારો તોર ન તૂટયો, મેં છીણી મૂકી મૂકી કાપ્યું,
એરણ હથોડાથી ટીપી ટીપી તને રાંક ગણી રૂપ આપ્યું.
સોના તને.

ભોંયમાં ઉંડું ભરાયું હતું, તે તું ભુલી ગયું કેઇ કાળે;

માટીને ધૂળથી મોઢું ભરાયું તે ખોદીને કાઢ્યું કોદાળે.
સોના તને.

શેર બશેરની તરવાર, સોમણ સોનાને કબજામાં લેશે;
પાશેર લોઢાનું તાળું તને, પેલી પેટી બિજે પૂરી દેશે.
સોના તને.

બંદુક તોપને બરછી થકી બધે લોઢુંજ રાજ કરે છે;
લોઢાની ખ્યાતિથી લાજ ધરીને તું ખુણે છુપાતું ફરે છે,
સોના તને.

---

## મીરાંબાઇ અને પંથીનો સંવાદ.

### રાગ—પુનમ સંદની.

મીરાંબાઇ મધ્યાને મંદીરીઆમાંથી નીકળ્યાં રે,
ઉભાં આસો પાલવ હેઠે જોતાં પંથ,
વાટે વટેસરી પૂછે છે પુરા પ્રેમથીરે. ૧

**પંથી**—મીરાંબાઇ આતૂર થઇ ઉભાં છો શાને બારણેરે,
મીરાં શું મહીએરીઆંને માટે ન્યાળો પંથ;
વ્હાલા વીરાને મળવાને માટે ટમટમોરે. ૨

**મીરાં**—મારે મહીએરીઆંને સાસરીઆં મોઘાં ઘણુંરે,
મુજને મળતા નિત્યે સોંઘા સાધુ સંત;
આજે મોઘામાં મોઘા તે મારે થઇ પડ્યા રે. ૩

હુંતો સંત સાધુને નિત્ય જમાડીને જમું રે,
મારો ટેક નીભાવે જુક્તે જગદાધાર;
આજે અભ્યાગત વિણુ ભોજનીયાં અટકી પડયાંરે. ૪

પંથી–મીરાં બાઇ મહારાણાના થાળ જમો જુક્તે કરીરે,
માળા, છાપ, તિલકના ઉતારો શણુગાર;
હીરા, માણેક, મોતી જળ હળ જોત વિષે રમોરે. ૫

મીરાં–બાઇઓ અવિનાશીમાં ચિત્ત અમારાં ચોટીઆંરે,
વસ્તુ ક્ષણુ ભંગુરથી ભાગ્યાં મારાં મન;
લાગે વૈભવ એવા લુખાને અળખામણારે. ૬

પંથી–મીરાંબાઇ સ્વામીની સેવામાં પુણ્ય અતિ ઘણાં રે,
માટે સંસારે રહી સેવો સબળો કંથ;
એની આજ્ઞામાં વરતીને મહાપદ પામશોરે. ૭

પતિની આજ્ઞા લોપી ભક્તિ કરવી વ્યર્થ છે રે,
પહેલાં પતિને પૂજી પૂજો [1]પૂરણુ બ્રહ્મ;
પતિવ્રત સાથે ભક્તિ ભાવે છે ભગવાનને રે. ૮

મીરાં–હું નવ લોપું આજ્ઞા સ્વામીની સુખ પાવની રે,
પતિની આજ્ઞાથી મેં [2]પાદર પૂર્યો વાસ;
પતિની આજ્ઞાથી મેં વિષ પીધાં અમૃત ગણીરે. ૯

આજ્ઞા અવિનાશી છોડયાની મુજને નવ ગમેરે,
હુંતો સાધુને છોડીને સેવું કંથ;
તોપણુ અવિનાશી અંતરમાં રોજ રમી રહેરે, ૧૦

---

૧ પૂર્ણ. ૨. પાદર–એટલે ભાગોળ.

પંથી-મીરાંબાઇ જગદીશે આપેલા વૈભવ ભોગવોરે,
રાચો રાણાને રીઝવીને રૂડીપેર;
શાને ધાવું બ્હેની અણદીઠાને આશરે રે. ૧૧

મીરાં-ભાઇઓ માટીની કાયાનાં સર્વે માનવીરે,
તેને પ્રાણ જતાં પડતાં નવ લાગે વાર;
આખર જાવું છે અવિનાશી પ્રભુની આથમારે. ૧૨

પંથી-મીરાંબાઇ સંસારી સૌ વસ્તુ યત્ને સાંપડે રે,
રૂડા વિશ્વતણા વૈભવથી માણો મોજ;
પેલો અવિનાશી તો જગમાં શોધ્યો નવ જડેરે. ૧૩

મીરાં-પૂરા પ્રેમવિના અવિનાશી જગમાં નવ જડેરે,
એતો સર્વ સ્થળે છે વસી રહ્યો ભરપૂર;
સાચા ભક્તિના ભોગી તો એને અનુભવે રે. ૧૪

પંથી-મીરાંબાઇ પ્રેમ તમારો પ્રભુજીમાં ઓછો નથી રે,
તે કયમ અભ્યાગત થઇ આવે નહિ તમ ઘેર;
ભૂખ્યાં ભક્તતણી પીડા તે [1]કયમ નવ મન ધરેરે. ૧૫

એવે અભ્યાગત છેટેથી દીઠા આવતા રે,
મીરાંબાઇ મલકાતે મુખડે ત્યાં સામાં ધાય;
ઉત્તર પંથીને દેવાને પળ થોભ્યાં નહિરે. ૧૬

---

૧ કેમ.

# રાખેંગાર અને રાણકદેવી.

## ગરબી.

### બડો ચતુર પેલો ટોપીવાળો, એ રાગ.

જુનાગઢનો જાદવરાજા, રાખેંગાર સવાયોરે;
મૃગયા કરતાં મૃગની પાછળ, ધનુષ ચઢાવી ધાયોરે. જુનાગઢ. ૧
મજેવડીની સીમા પાસે, મૃગ દોડીને આવ્યો રે;
પનઘટપર જળ ભરતાં રૂડી, રાણકને મન ભાવ્યોરે. જુનાગઢ. ૨
કોમળ અબળા કર પ્રસારી, કહે મૃગને નવ મારોરે;
કહોજી હરણ બિચારે કીધો, શો અપરાધ તમારોરે ! જુનાગઢ. ૩
તિવ્ર તમારૂં ભાલોડું, બહુ નાજુક મૃગની કાયારે;
કઠણ કરીને કાળજડું, રણધીર તમે શું ધાયારે. જુનાગઢ. ૪
વચન સુણી અબળાનાં બળીઆ, રાજા પડીઆ ઝાંખેરે;
ચકીત થઇ ચતુરાને જોતાં, તીર ઉતારી નાંખ્યોરે. જુનાગઢ. ૫
સાદો વેષ ધર્યો છે અંગે, પ્રભુતા કોઇ ન પ્રીછેરે;
ચતુર ફરે છે ચરચા જોતો, અજીત રહેવા ઇચ્છેરે. જુનાગઢ. ૬
ધનુષ ઉતારી ધીરજ ધારી, રાણક રૂપ નિહાળેરે;
શાણી સાદાં વસ્ત્ર ધરીને, બેઠું જ્યાં અજવાળેરે. જુનાગઢ. ૭
જુનાંપુનાં વસ્ત્ર વિષે છે, કાંચનવરણી કાયારે;
વાદળમાંથી વીજ ઝબુકે મુખડું જાણે માયારે. જુનાગઢ ૮
રાજારૂપ અલૌકિક પેખી, મધુર વચન ત્યાં ભાખેરે;
સુંદર બાળા શા કારણથી, મુજને વારી રાખેરે. જુનાગઢ. ૯
રજપુતોની રમત ગમતમાં, મૃગયા પ્રભુએ મૂકીરે;
ક્ષત્રી કર્મ કરંતાં ખાંળે, ચતુર બની શું ચૂકીરે. જુનાગઢ. ૧૦
રાણક વળતી એમ વદે હું, જાણું ધર્મ તમારોરે;
તોપણ હીંસા ત્યાગ પ્રભુને, પરમ ધરમછે પ્યારોરે. જુનાગઢ. ૧૧
ભૂખ તરસ ભય સરખે સરખાં, મૃગને મનુષ્ય પ્રમાણરે;

સ્વાર્થે આગળ ન્યાય પ્રભુનો, કોઇ ન ઉરમાં આણેરે. જુનાગઢ. ૧૨
તાત ગયા પરલોક હવે તો, વખત વિચારી ચાલોરે;
મૃગયા મૂકીને મહારાજા, સોરઠને સભાળોરે. જુનાગઢ. ૧૩
રૈયતજનની દાદ સુણીને, ન્યાય બધાને આપોરે;
ખૂની ચોર ચકાર હણીને, કષ્ટ પ્રજાનાં કાપોરે. જુનાગઢ. ૧૪
મરણ સમયનાં વચન પિતાનાં, પ્રીત ધરીને પાળોરે;
ધનુષ બાણ ત્યાં છે ધરવાનાં, મૃગલાને શું મારોરે. જુનાગઢ. ૧૫
મર્મ વચન રાણકનાં સુણીને, રાજા બહુ હરખાયોરે;
ઉમળકો આવ્યો બહુ ઉરમાં, કર ગ્રહવાને ધાયોરે. જુનાગઢ. ૧૬
પણ પાછળથી ધર્મ વિચારી, દૂર રહીને પૂછેરે;
કહોજી બાળા કોનાં છોરૂ ? નામ તમારૂં શું છેરે. જુનાગઢ. ૧૭
મૃગયામાં મન રમતું મેલ્યું, આજ લગી મેં શાણીરે;
ભવસાગરને કાંઠે રહીને, અબળા પ્રીત ન જાણીરે. જુનાગઢ. ૧૮
રજપૂતોમાં ખોળ કરીને, ખાંતે ખબર કઢાવીરે;
આજ લગીમાં એકે અબળા, નજર વિષે નથી આવીરે. જુ. ૧૯
મન મારૂં માન્યું છે તમથી, જો કાંઇ અરજ સ્વીકારોરે;
કોમળ કર આપીને દેવી, સફળ કરો જન્મારોરે. જુના. ૨૦

---

## હરીભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય છે.—એ રાગ.

ઓ રાજકુમાર શું બોલો, હું છું તનયા કુંભારની,
હું શુદ્ર તમે રાણીજાયા, હું કીચ તમે કાંચન કાયા;
એ અવળી કેમ નિભે માયા ? ઓ રાજકુમાર. ટેક.
નવ મહેલ ખોંસે મુજ રાંકથકી, વળી રાજવળે પત જાય નકી;
પછી પ્રેમ રહે કેમ લેશ ટકી ? ઓ રાજકુમાર.
ક્ષણ કાજ મને ન પતીત કરો, વ્રતભંગ થશે મુજ દૂર ઠરો;
રજપૂત થઇ નિજ ધર્મ ધરો. ઓ રાજકુમાર.

રૂપગુણુ રૂડા નર નારતણા, શણુગાર જહાં સદ્દગુણુતણા,
સમજો છો આપ ચતુર ઘણા. ઓ રાજકુમાર.
સદ્દગુણુ વિષે મુજ સુખ રહ્યું, કદીએ ગયું તો મુજ સર્વ ગયું;
શિર આળ ચઢે નવ જાય સહ્યું. ઓ રાજકુમાર.
હમણાં કદી રાખો પ્રીત ઘણી, કૂળહીણુ ગણી તજશો પરણી;
પછી શી ગતિ રાંકડી રાણુકની ? ઓ રાજકુમાર.
ક્ષત્રીતનયા કુળવાન ઘણી, વરશે તમને કાંચનવરણી;
નવ કાચ ગ્રહો નૃપ છોડી મણી. ઓ રાજકુમાર.
કદી રાંક કહો ક્યમ રત્ન રળે, કરી ઇચ્છા તોપણુ કેમ ફળે ?
પડી દીપક માંહ્ય પતંગ બળે. ઓ રાજકુમાર

---

શ્યામ રંગ સમિપે ન જાવું.—એ રાગ.

જાતમાં જરૂર તું ભૂલી પડી ઓ નારી તારી જાતમાં' જરૂર
તું ભૂલી પડી.
જો કદી કુંભાર ઘેર ઉછરે તું આ ઘડી.
રાજમહેલ કાજ પ્રભુએ ઘડી. ઓ નારી તારી ( ટેક )
ગુણીયલ રૂપમાં રસીક રંગ રાતડી,
આકડામાં ઉગી જાણે ગુલછડી. ઓ નારી તારી.
જ્યોતિ જાણે જૂનાં પૂનાં વસ્ત્રમાં વીંટાયલી,
મેઘની ઘટામાં જાણે વીજળી. ઓ નારી તારી.
ટેક ને વિવેક જ્ઞાન વાતચીતમાં વડી,
ન્હોય નીચ જાત, બાળ કેસરી. ઓ નારી તારી.
દર્દ્દમાં દાખવે તું લાગણી દયાતણી,
શાસ્ત્રના સિદ્ધાંત શાણી ક્યાં ભણી. ઓ નારી તારી.
કૂળ તો જણાય છે આ વિશ્વમાં વિવેકથી.
નીચનું નિશાન તુજમાં નથી. ઓ નારી તારી.
રંકમાં એ રાજબીજ છેક તો છુપે નહિ,
બાસશે રવી તો વાદળે રહી. ઓ નારી તારી.

જો કદી કુંભાર તોય નાત જાત ના ગણી,
કીચમાંથી લઇશ હું હીરાકણી. એ નારી તારી.
એક વાર પારખીને રત્ન રૂડું સંઘર્યું.
કેમ તે પછીથી હું પરૂ કરૂં ? એ નારી તારી.
જાણજે જરૂર હું કદાપિ દેવી ના ચળું,
અન્ય નારી લાવવા ન આદરૂં. એ નારી તારી.
તાતજીનાં ત્રણ કામ પાધરાં પૂરાં કર્યાં,
આજથી મેં લગ્ન કામ આદર્યાં. એ નારી તારી.
ચોથું કામ પ્રીતથી હું ચોરીમાં પુરૂં કરૂં,
હાજીઓ ભજે તો હઇડે ઠરૂં. એ નારી તારી.

## સાખી.

ધન્ય ગણું અવતાર હું માલ્યરો ધન્ય ગણું અવતાર,
ધન્ય ઘડી પળવાર, આજનાં ધન્ય ઘડી પળવાર.
ક્યાં તનયા કુંભારની, ક્યાં જાદવ કુળદીપ;
બે ઇશ્વર ઇચ્છા થકી કેવાં, આવી મળ્યાં છે સમીપ.
હું માલ્યરો૦ ( ટેક. )
નક્કી આ સંજોગમાં ઇશ્વરનો છે હાથ;
અરજ સુણી આ ઉરની તેજ મુજને કરેછે સનાથ. હું માલ્યરો.
રાય રખે જાણો તમે, પળમાં થઇ મુજ પ્રીત;
જગ્દીશ્વરની પ્રેરણા, ખરા મનથી હું માનું ખચીત. હું માલ્યરો.
આવી હું જુનાગઢે, બાર વરસની બાળ;
વાસણ લઇને વેચવા, સાથે માત પિતા રખવાળ. હું માલ્યરો.
તે દી' સ્વારી રાયની, નીકળતાં ગઢ બહાર;
જોનારા જનમાં રહી, પહેલાં નિરખ્યા મેં રાજકુમાર. હું માલ્યરો.
ત્યાં અજ્ઞાની ઉરમાં, એવો થયો વિચાર;
"વરવાલાયક વિશ્વમાં, અરે ખેંગાર રાજકુમાર." હું માલ્યરો.

તે દી'થી છબી આપની, વસી રહી મુજ ઉર;
સુણતી ખ્યાતી આપની, હુંતો ભાવધરી ભરપૂર, હું માથરે.
આપ અચાનક આવીઆ, એ ઇશ્વરનો ખેલ;
મૃગયા કરતાં મન હર્યું, ભલો મહારાજે આણ્યોછે મેળ. હું માથરે.
ઉત્તર શું આપું હવે, સઘળું કહ્યું સુજાણ;
બોલ્યું પ્રીતે પાળશો, આજ સોંપુંછું તમને હું પ્રાણ. હું માથરે.
આર્ય તણાં શુભ લગ્નથી, જીવે જીવ જડાય;
પ્રેમરેણુ પાકું રહે, પછી તૃણવત્ વિઘ્ન જણાય. હું માથરે.
આત્મા અમર જણાય છે, ક્ષણભંગુર આ કાય;
અવિચળ સુખ આત્માલહે, પછીદેહનું ગમેતેમ થાય. હું માથરે.
માત પિતા મુજ વૃદ્ધ છે, હજુ ન જાણે કાંય;
સમજણ આપી તેમને વિધિસહિત ગ્રહો મુજબાંહ્ય. હું માથરે.

**કહાં ગયોરે પેલો મોરનીવાળો, એ રાગ.**

પ્રેમભરેલાં વચન સુણીને, ગઢ પતિ બહુ હરખાયોરે;
"ધન્ય ધન્ય રાણક" કહે રાજા, "તેં અમૃત રસ પાયોરે.
પ્રેમભરેલાં વચન સુણીને. (ટેક.)

સુના આ સંસાર વિષે તું. સબળો સાથી મળીઓરે;
ભમતો જીવહતો ભૂતળમાં, તે નિજ સ્થળમાં ઠરીઓરે. પ્રેમભરેલાં.
રાજકાજમાં સમજણ તારી, બહુ ઉપયોગી થાશેરે;
ડહાપણ તારૂં પેખી તુજને સર્વ પ્રજા ચિત ચહાશેરે. પ્રેમભરેલાં.
કાલ દેહલને મોકલી તારાં, માતપિતા સમજાવુંરે;
ઘડીયાં લગ્ન લઇ હું તુજને, મહેલ પ્રવેશ કરાવુંરે. પ્રેમભરેલાં.
તારે માટે ગઢમાં જઇને, શહેર બધું શણગારૂંરે;
કદલીવનની શોભા સાથે, મંડપ એક રચાવુંરે. પ્રેમભરેલાં.
ચાર ચોરી તેમાં બાંધી, બાંહ્ય ગ્રહું હું તારીરે;
ક્ષોભ રખે પામે રાણકડી, તું મુજ સમ અધિકારીરે. પ્રેમભરેલાં.

હલકી જાત વિષે પણ શાણી, સતિઓ નજર પડેછેરે,
ખાણોમાંથી રત્ન ખણી, નૃપ મુગટ વિષેજ મઢેછેરે. પ્રેમભરેલાં.
એવાં વચન વદે જ્યાં રાજા, એક ઋષિ ત્યાં આવ્યોરે;
વચને તપમાં વૃદ્ધ જણાતો, રાજાને મન ભાવ્યોરે પ્રેમભરેલાં.

વૃક્ષ ઘટામાં રહીને જેણે, સર્વ સુણી છે વાતોરે;
અશીર્વાદ વદી તે બ્રાહ્મણ, બોલે બહુ હરખાતોરે. પ્રેમભરેલાં.
ધન્ય ધન્ય રાજા ને રાણક, ધર્માચરણ તમારૂંરે;
પ્રેમી હૃદય તમારાં પેખી, મન માન્યું છે મહારૂંરે. પ્રેમભરેલાં.

રાણક શરમે નીચું ન્યાળે, વૃદ્ધ ગુરૂને પેખીરે;
રાજા જઇને નમન કરે છે, તીવ્ર તપસ્વી લેખીરે. પ્રેમભરેલાં.
વિપ્ર કહે હું યત્રાવાસી, શિક્ષક રાણક કેરોરે;
ગુપ્તભેદ સમજાવા મુજને, પ્રભુએ અહીંઆં પ્રેર્યોરે. પ્રેમભરેલાં.

રાજા કહે છે "ભલે પધાર્યા, આ અવસર છે રૂડો રે;
હે સ્વામી સમજાવો મુજને, ભેદ હશે કંઇ ઉંડોરે." પ્રેમભરેલાં.
વળતો વિપ્ર કહે "હે રાજા, રાણક રાજકુમારીરે;
પાળક માતપિતાને તેછે, પ્રાણથકી પણ પ્યારીરે. પ્રેમભરેલાં.

શેર રાય પંવાર પ્રતાપી, પાવર ભૂમિ પ્રદેશે રે;
તેની પુત્રી તમને વરતાં રાણીનું પદ લેશેરે. પ્રેમભરેલાં.
જે પ્રભુ પય માને સ્તન પ્રેરે, શિશુનું પોષણ કરવારે;
તે કયમ ભૂલે રાણકમાટે, યોગ્ય પતિ મોકલવારે. પ્રેમભરેલાં.

"ગોકુળીએ લઈ ચાલોરે" એ રાગ.

સત્ય રવી ઉગીયો વણ માગ્યો,
વિરહ વનીતાને લાગ્યોરે, રૂષિએ ભેદ ભાગ્યો. ( ટેક. )

રાણક કહે ગુરૂ એવું ન ભાખો,
વહાલાં વછોડી ન નાખોરે; રૂષિએ ભેદ.

જાત જરૂર કુંભારની મારી,
નહિ થાઉં રાજકુમારી રે. રૂષિએ ભેદ.

માતપિતા મને પ્રાણથી પ્યારાં,
કેમ કરી શકું ન્યારાં રે. રૂષિએ ભેદ.

ખેંગારને ખપ હોય જો મારો,
માતપિતાને ન ટાળો રે. રૂષિએ ભેદ.

ખેંગાર કહે ઋષિને શિશ નામી,
સત્ય વધા તમે સ્વામી રે. રૂષિએ ભેદ.

તોપણ જાતિનો ભેદ ન બારે,
સર્વ સમાન છે મારે રે. રૂષિએ ભેદ.

રત્નને કો કદિ પથ્થર કહેશે,
તેજ તો તેવુંજ રહેશે રે. રૂષિએ ભેદ.

રૂપ ગુણ રાણકના કસી જોયા,
કોદી' જશે નહિ ધોયાંરે. રૂષિએ ભેદ.

ઇશ કૃપાથી છે અવસર આવ્યો,
રાણક ગઢ લઇ આવો રે. રૂષિએ ભેદ.

ત્યારે ઋષિ કહે મંગળ થાશે,
લગ્ન સમે રહું પાસેરે. રૂષિએ ભેદ.

મંગળ લગ્ન પછી નિર્ધાર્યાં,
પ્રેમે મળી ઘેર ગાલ્યાં રે. રૂષિએ ભેદ.



# સિદ્ધરાજ જયસિંહ અને જશમાનો સંવાદ.

## ગરબી.

રાગ પુનમચંદનીનો સાખી નગર આવ્યાનો.

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોળંકી [1]સીધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે. ૧

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટાં માન સરોવર, દેવળ, ધામ વિશાળ;
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વે નમાવીઆ રે. ૨

તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક;
નાંખે ઓડણો માટોડું માથે વહી પઈ રે. ૩

પાળે વડને ડાળે ઝૂલે બાળક પારણે રે,
માટી વહેતાં જશમા ઝૂલાવે નિજ બાળ;
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે. ૪

સાદે વેશે ફરતાં રાજાએ પેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતૂર;
પાસે જઇને રાજા કહેછે સુણ તું સુંદરીરે. ૫

સિદ્ધરાજ—માટી વહેવાને આ કોમળ કાય કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે. ૬

જ.—જશમા કહે છે, "રાજા કાય કસી ખાવું ગમે રે;
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ;
માસ નવરા દહાડા બેઠે નવ નીઠે કદી રે." ૭

સિ.—જશમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,

---

1 સિદ્ધરાજ.

મારા નગરતણો તું આવીને જો મોહ;
પાટણપૂરની શોભા તુજને હું શું કહું કથી રે. ૮

જ.—નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓ રે;
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓ રે. ૯

સિ.—જશમા માણસ બહુ પેખીને શું ઘેલી બને રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન ફળે ખાખરની ખિસ્કોલી સાકર સ્વાદને રે. ૧૦

જ.—રાજા મેલાં મન માણસનાં મેલા શહેરમાં રે,
મેલી ગલીઓમાં બહુ મારેછે દુર્ગંધ;
મેલા ઝેરતણા જીવો છો જીવે ઝેરમાં રે. ૧૧

સિ.—જશમા રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચે ખીલે ફૂલ ગુલાબ;
જળના હોજ, ફુવારા ઉડે, આવી જો સતિ રે. ૧૨

જ.—રાજા બાગ બગીચા જંગલ આગળ ધૂળ છે રે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છે રે. ૧૩

સિ.—જશમા જંગલની વાતો તું આજ વિસારજે,
મીઠા નરઘાં ને સારંગી કેરા સૂર;
ગાયન સુણવાને માટે તું શહેર પધારજે રે. ૧૪

જ.—રાજા નવ રીઝું નરઘાં સારંગી સૂરથી રે,
મેના, મોર બપૈયે ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથી રે. ૧૫

સિ.—ઓડણુ આવો તો ઉતારૂં મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળીએ રે. ૧૬

જ.—મારે ઓડણુને ઉતરવા જોઇએ ઝૂંપડી રે,
મેડી માળે મુજને ચઢતાં આવે ફેર;
પડતાં પગ ભાગે કે કાયા થાશે કૂબડી રે. ૧૭

સિ.—ઓડણુ આવો તો પીરસાવું મેવા ચૂરમાં રે,
ઝૂલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર;
તેને પેખીને હરખાશો ઓડણુ ઉરમાં રે. ૧૮

જ.—મારે ઓડણુને તો જોઇએ વાળુ ઘેંશનાં રે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહીં ને દૂધ મઝેનાં મારે ભુરી ભેંશનાં રે. ૧૯

સિ.—ઓડણું માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે;
હીરા, માણેક મોતી સોનાના શણગાર;
આવી કાંચનવરણી કાયાપર શોભે ઘણાં રે. ૨૦

જ.—છાયલ ટકશે, આછા સાળુ તો ફાટી જશે રે,
નાંખુ ઘાસ ચનોઠી ગાંઠીકંઠે હાર;
પહેરૂં ફુલતણી માળા તો પરણ્યો રીઝશે રે. ૨૧

સિ.—જશમા કહે મુજને તું કેવો છે તારો પતિરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે. ૨૨

જ.—પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેના મોળીડામાં બ્હેકે છે બહુ ફૂલ;
એના કોદાળાના ઘાથી ધરતી ધ્રૂજતી રે. ૨૩

સિ.—જેને કામ કરંતાં ન્યાળે એ તારા ભણી રે,
એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ;
તારી બુજ ન જાણે જશમા એ તારો ધણી રે. ૨૪

જ.—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે,

મારા વરને મારો [1]સંપુરણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને બાઇ ગણું સહુ ભારમાં રે. ૨૫

સિ.—જશમા રાજા ને રાણાને હું તાબે કરૂં રે.
મોટા મહારથી પણ નવ આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂં રે. ૨૬

જ.—રાજા કાયા ને માયાપર બળ નૃપનું વરત્યું રે;
પ્રભુએ જીવ ધર્યો છે જૂદો કાયા માંહ,
બારે ભૂપતણું પણ તે પર નવ ચાલે કશું રે. ૨૭

સિ.—જશમા દૃઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતિને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગનાં સુખ માટે મન મુઝાય છે રે. ૨૮

જ.—રાજા કોઇ ન જાણે "કાલે મારૂં શું થશે રે,"
એવી અલ્પ જીંદગી માણે સૌ આ લોક;
રૂડી રહેણી સુખ પરલોકે [2]પૂરણ આપશે રે. ૨૯

સિ.—જશમા પહેલું કે આ બીજું પરણ્યુ તારૂંરે!
ઓડણ કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ;
મારા મહેલતણું સુખ ઝુંપડીએ આવી કર્યું રે. ૩૦

જ.—રાજા આ લોકે, પર લોકે, મારે આ પતિરે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ;
એના સમુનું હું સુખ કદી જોતી નથી રે. ૩૧

એવું કહીને જશમા ટોપલી લઇ પાછી ફરીરે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જશમાના પતિવ્રતની જેને ખાતરીરે. ૩૨

---

૧. સંપૂર્ણ. ૨. પૂર્ણ.

## ભલીબા. ( ગરબી. )

ભલી બાઇ આવ્યાં સાસરે, હૈયે મૂકી હાથ,
એક દીન વાતે વળગીઆં શાણી સખીઓ સાથ.
કામ કરૂં કાયા કસી, બાઇ, હું દહાડો રાત,
સવળાનું અવળું થતાં મારો શો અપરાધ ? ૧

સાસુજી કહે ભલે આવીયાં વહુ રાંધો કંસાર,
આધણુ મેલ્યું ઉતાવળે નાંખ્યો લોટ લગાર.
લાપસીની થઇ ગઇ રાબડી ગોળ વિના મોળો સ્વાદ,
સર્વે લાગ્યાં ખીજવા મારો શો અપરાધ ? ૨

શીખ દઇ માએ મોકલી સાસરે દેવા માન,
બાઇ ભાઈ કહી બોલાવવાં સૌને કરી સન્માન.
સાદડી બીછાવી જળ મુકીયાં કુતરા ભાઇને કાજ;
તેથી સર્વ હસી પડયાં મારો શો અપરાધ. ૩

મા કહે સાસરે વટાવજે રૂપીઓ આપી હાથ,
મ્હાણુ લઈ બેઠી હું વાટવા બીજે ન કરવી વાત.
સાસરામાં સૌ ભેગાં થઇ તાળી લેતાં હાથ,
હાંસીથી હું હારી ગઇ મારો શો અપરાધ ? ૪

રાંધતાં મનીબાઇ લઇ ગયાં રોટલી દશ કે બાર,
મારવા હું પાછળ પડી વેલણુ લઇ તે વાર.
શ્વાન ભાઈ કણુક હરી ગયા, ક્યાં કરવી ફરીઆદ,
સાસુજી બહુ બહુ બરબડયાં મારો શો અપરાધ ? ૫

બેડું જળ ભરી આવતાં એક દીન ખાધી થાપ,
વાણીઓ કહે ઉચે જુઓ સમળી લઇ જાય સાપ.
ઉંચે જોયું અજાણમાં સાંભળી એનો સાદ,
બેડું ફુટયું બજારમાં મારો શો અપરાધ. ૬

કીમીયાગાર એક આવીઓ પાછળ એકને દ્વાર,
રૂપું લઇ સોનું કર્યું નાંખી ખાર લગાર.
મેં પગ સાંકળું આપીયું સોનું કરવા કાજ,
તે લઇને નાસી ગયો મારો શો અપરાધ? ૭

દળવા બેઠી ઘંટીએ દળતાં આવી ઉંઘ,
વાછડાભાઇએ આવીને લોટ ખાઇ ભાગી ભુખ.
સાસુજી લાગ્યાં ખીજવા વરને કીધી વાત,
મીથ્યા માર પડયો મને મારો શો અપરાધ. ૮

પુંજો વાળતાં કોટથી તુટયો મોતી હાર,
હું રહી મારા ધ્યાનમાં જાણ્યું વેરાઇ જાર.
થોડાં મોતી જતાં રહ્યાં તેની કોણ વીસાત,
ગોત્યાં પણ લાધ્યાં નહિ, મારો શો અપરાધ. ૯

નિત્ય તપેલી માંજતાં રહી જાય કાળા ડાઘ,
સાસુજી મુજને ખીજશે એવી મનમાં ધાક.
પથરે ઘસીને કાઢતાં મારા દુખ્યા હાથ,
વાસણ તો કાણું થયું મારો શો અપરાધ. ૧૦

નદીએ ધોતાં લુગડાં એક જળમાં વહી જાય,
તેને ખેંચી લાવતાં બીજું વસ્ત્ર તણાય.
એમ મને કાયર કરી વસ્ત્રે માંડયો વાદ,
થાકી બેય જતાં કર્યાં મારો શો અપરાધ. ૧૧

રૂધણાં કામ સમારતાં માંહીથી વાકુ થાય,
સૌ મળીને ગાંડી કરે સાસરે કેમ રહેવાય.
તમ વિણ ક્યાં જઇને કરૂં મારા દુઃખની વાત,
મોત ન આવે હું કહું મારો શો અપરાધ. ૧૨

# સુકન્યાનું આખ્યાન.

( ગરબામાં. )

શર્યાતિ રાજાની કુંવરી નામ સુકન્યા કહાવેજી રે,
માત પિતાને સેવક સાથે વનમાં વસવા આવેજી રે.
એક દિવસ સરોવરની પાળે રાયે મંડપ રચીઆજી રે,
મંત્રિ મહારથી ને દળ સાથે વનમાં આવી વસીઆજી રે.
કુંવરી ત્યાં નિજ સખીઓ સાથે વૃક્ષઘટામાં મહાલેજી રે,
ચંપો ને ચંબેલી આદિ વનનાં વૃક્ષ નિહાળેજી રે.
રમતાં રમતાં ચ્યવન રૂષિના આશ્રમ આગળ આવ્યાંજી રે,
વૃક્ષ વેલિનાં જૂથ જણાયાં કુંવરીને મન ભાવ્યાંજી રે.
મોર પોપટ મેનાને કોયલ મીઠા શબ્દ સુણાવેજી રે,
સીતળ, મંદ સુગંધી વાયુ વાઇને ભાન ભુલાવેજી રે.
રૂષિ મુનિ પૂર્વે માયા છોડી વનમાં તપ આચરતાજી રે,
આત્માના આનંદ અગાડી કાયા કષ્ટ ન ગણતાજી રે.
ચ્યવન રૂષિએ એજ પ્રમાણે કાળ બહુ તપ સાધ્યાંજી રે,
માટી ઘાસ અને વેલીમાં સૂકાં અંગ સમાધ્યાંજી રે.
અંગ રૂષિનાં કોઈ ન દેખે વન વેલે ઢંકાયાંજી રે,
નેત્ર તણાં બે બાકાંમાંથી ઝાંખાં તેજ જણાયાંજી રે.
કુંવરીને મન કૌતક ભાસ્યું સૂળો તેમાં ઘાલીજી રે,
રમત વિષે મન વહેતું મેલી સખીઓ સાથે ચાલીજી રે.
વનની લીલાને વશ થઇને સખીઓમાં સુખ માણેજી રે,
નેત્ર ઇજા પામ્યાં રૂષિવરનાં તે કુંવરી નવ જાણેજી રે.
પૂર્વકાળમાં ઉગ્ર પુણ્યથી સુખ સંપત્તિ થાતીજી રે,
મહાપાતક થાતું તો સૃષ્ટિ ભયથી પૂર્ણ જણાતીજી રે.
વણ અપરાધે નિજ આશ્રમમાં મુનિનાં મન દુભયાંજી રે,

શર્યાતિનાં સહુ જન તેથી મુનિ ક્રોધે કષ્ટાયાંજી .
નિજ જનને પીડાંતા દેખી રાયે ખોળ કઢાવીજી રે,
શે કારણ આ સુખના સ્થળમાં પીડ અચાનક આવીજી રે.
શોધ કરંતાં રાયે જાણ્યું મુનિનાં મન દુભાયાંજી રે,
નિજ જન સાથે મુનિવર કેરાં ચરણ કમળે જઈ સાહ્યાંજી રે.
નેત્ર વિશેથી સૂળો કાઢી રૂધિર વહ્યાં તે ધોયાંજી રે,
વસ્ત્ર વધેરી પાટા બાંધ્યા નયન ઋષિએ ખોયાંજી રે.
વૃક્ષવેલીથી છુટા પાડી ઋષિ આશ્રમમાં લીધાજી રે,
રાજા રાણી ને કુંવરીએ કાલા વાલા કીધાજી રે.
સારવાર ઋષિવરની કરતાં એમ વખત વહુ વીત્યોજી રે,
અણજાણે અપરાધ થવાથી ક્રોધ ઋષિએ જીત્યોજી રે.
પાય પડી પ્રાર્થના કરતાં ક્ષમા મુનિએ દીધીજી રે,
તો પણ ઋષિએ રાજપુત્રિને વરવા ઇચ્છા કીધીજી રે.
રાજા મનમાં શોચ કરે છે હવે ગતિ શી થાશે રે,
અંધ અપંગ ઋષિને રૂડી કુંવરી કયમ દેવાશેજી રે.
ઋષિની ઇચ્છાને અનુસરતાં કુંવરી કષ્ટી થાશેજી રે,
કેમ અપંગ ઋષિને વરવા કુંવરીને કહેવાશેજી રે.
પણ કુંવરીએ સુણતાં સઘળું ઋષિનું હૃદય પિછાણ્યુંજી રે,
નિજ અપરાધ થકી ઋષિવરને કષ્ટ થયું તે જાણ્યુંજી રે.
ઘર ઘર પૂર્વે ભર્ત્ત ભૂમિમાં કથા શ્રવણ બહુ થાતાંજી રે,
સત્ય ન્યાય ને નીતિ તેથી બાળક પણ ચિત્ત ચહાતાંજી રે.
કુંવરી કહે છે માત પિતાને હવે શોક શિદ કરવોજી રે,
ઇચ્છા જો ઋષિવરની છે તો મારે એ વર વરવોજી રે.
તન મારૂં કંઇ કાળ જતાં આ માટીમાં મળિ જાશેજી રે,
જ્ઞાનિ પતિની સેવા કરતાં કાય અમર થઇ જાશેજી રે.
વનનાં કષ્ટ વડાં પણ વરની વાણીથી ગળી જાશેજી રે,
પરમ પવિત્ર ઋષિને પુણ્યે સર્વે સારૂં થાશેજી રે.

આ જગમાં રાજા ને રાણા મોજ મઝામાં મહાલેજી રે,
પાપ કરતાં પાછું ન જુએ કંઈક સ્વચ્છંદે ચાલેજી રે.
સત્તાને લક્ષ્મિના લોભી ખરચક ધન મણ ભૂખ્યાજી રે,
અવનિમાં એવા જન સર્વે આતુર તથાપિ ચૂક્યાજી રે.
તે કરતાં ઋષિવર બહુ રૂડા તૃણુવત્ જગને જોતાજી રે,
તૃષ્ણા સર્વે ત્યાગ કરીને પ્રભુજી શું ચિત્ત પ્રોતાજી રે.
અઢળક ધનથી જે સુખ ન મળે તે ઋષિવર ભોગવતાજી રે,
બ્રહ્માનંદતણું સુખ માણે વનની લીલા જોતાજી રે.
એવા સુખમાં ભાગ પડાવા વરૂ ઋષિવર વન વાસીજી રે,
જેનાં નેત્ર હર્યાં મેં તેની જન્મ લગી થાઉં દાસીજી રે.
તપ સાધી બહુ કષ્ટ ખમીને છે મુનિવર સુકાયાજી રે,
સેવા હું સારી કરી જાણું તેથી સુંદરે કાયાજી રે.
દુર્બળ અંધ અપંગ તથાપિ ઋષિવરથી હું રાચુંજી રે,
મહાજનની સેવાથી મળશે સુખ અલૌકિક સાચુંજી રે;
અલ્પ જગતનું જીવન મારૂં પતિ સેવામાં ગાળુંજી રે,
નેત્ર હર્યાનું પાતક મારૂં પતિવ્રતથી હું પ્રજાળુંજી રે.
ઋષિવરને એ વચન સુણીને પ્રેમ અલૌકિક વાધ્યોજી રે,
બાળાના સદ્‌ગુણથી રાચી સ્નેહ હૃદયમાં સાધ્યોજી રે.
કહે ઋષિવર એ કૌતક મોટું પતિવ્રતને એ પીછેજી રે,
વૈભવમાં ઉછરેલી બાળા વગડે રહેવા ઇચ્છેજી રે.
સન્નારીના પતિવ્રત આગળ તપ મારૂં તલ જેવુંજી રે,
જે અબળા પતિવ્રતથી સબળા તેને શરણે રહેવુંજી રે.
તપથી જો ત્રિભુવન ડોલે તો પતિવ્રત સ્થિર કરી સ્થાપેજી રે,
તપ બળીઆનું સ્થાપ્યું સાચી પતિવ્રતા ઉત્થાપેજી રે.
સાવિત્રી એ પતિવ્રત બળથી પતિનો કાળ નિવાર્યોજી રે,
સતિ સીતાના પતિવ્રત આગળ રાવણ સરખો હાર્યોજી રે.
આ માટે સતિનો કર ગ્રહીને કષ્ટ ન મારૂં કાપુંજી રે,

આ માટે નૃપની તનયાને અર્ધાંગે નવ સ્થાપુંજી રે.
રાજા રાણીએ પછી કીધી લગ્ન તણી તૈયારીજી રે,
વસ્ત્ર ધરેણે નિજ તનયાને વહાલ ધરી શણગારીજી રે.
આસપાસના આશ્રમમાંથી ઋષિમુનિને બોલાવ્યાજી રે.
ચ્યવન ઋષિનાં મિત્ર સહોદર નરનારી સૌ આવ્યાંજી રે.
વૃક્ષ ઘટામાં વેદી કીધી તોરણની બલિહારીજી રે,
પુષ્પ લતાને કદળી વનથી શોભા લાગે સારીજી રે.
રાજી થઇ રાજા રાણીએ કુંવરીનો કર દીધોજી રે,
મંગળ શ્લોક વદી ઋષિ મુનિએ વિવાહનો વિધી કીધોજી રે.
સમિધ સુગંધી ને ઘૃત હોમી અગ્નિ દેવ ઉપાસ્યાજી રે,
ગરીબ જનોને જંગલવાસી સૌની પૂરી આશાજી રે.
બ્રાહ્મણને બોલાવી ગાયો વત્સ સહિત બહુ આપીજી રે,
ઋષિવર જ્યાં રીઝયા કે વનમાં શાંતિ સઘળે વ્યાપીજી રે.
રાય કહે ઋષિરાજ હવે તપ છોડી કાય સુધારોજી રે,
ખાન પાનને વસ્ત્ર અમારાં સુખનો સાજ સ્વિકારોજી રે.
વનમાં મહેલ રચાવું રૂડા બાગ બગીચા સાથેજી રે,
દાસ દાસીઓ સેવા માટે આપું હું ભલી ભાતેજી રે
ત્યારે ઋષિવર બોલ્યા વાણી "મેં સંસાર સ્વિકાર્યોજી રે
તો પણ હું કર્ત્તવ્ય કરીને અર્થ સુધારૂં મહારોજી રે.
વૈભવથી વૃત્તિઓ મારી પંચ વિષયમાં વળશેજી રે,
આજ લગી સાધેલું તેથી મારૂં પુણ્ય પ્રજળશેજી રે.
અગ્નિમાં ઘૃત હોમ્યાથી જેમ જ્વાળા વૃદ્ધિ પામેજી રે
તેમ વિષયનો સંગ કર્યાથી ઇચ્છાઓ બહુ જામેજી રે.
ઇચ્છા પૂર્ણ કર્યામાં તેથી વખત બધો વહી જાશેજી રે,
અવિનાશી આત્માનું ચિંતન એક ઘડી નહિ થાશેજી રે
માટે વૈભવ વહેતા મૂકો મારે તે નવ જોઇએજી રે,
દંપતિ બે સાદા જીવનથી પ્રભુજીમાં ચિત્ત પ્રોઇએજી રે

વળતી રાયે બહુજ વિચારી રૂષિની વાત સ્વિકારીજી રે,
સેવક પાસે સઘ રચાવી પર્ણ કુટિકા સારીજી રે.
આગળ મોટાં આમ્ર વૃક્ષને આસોપાલવ રાજેજી રે,
જાણે પ્રભુએ મંડપ રચીઓ રૂડાં દંપતિ કાજેજી રે.
કંદ મૂળ ફળ ફુલ ભલેરાં થાતાં ગીરિવર ઘાટેજી રે,
નિર્મળ મીઠાં ઝરણાં વહે છે તિવ્ર તપસ્વિ માટેજી રે.
રૂષિની રક્ષામાં પ્રભુ પોતે રાય સદા મન જાણેજી રે,
ન્યાય, નીતિને રહેણી કરણી રૂષિની રાય વખાણેજી રે.
માટે ચિંતા સર્વ તજીને રાય કરે તૈયારીજી રે,
પુત્રિને પતિવ્રત સાચવવા શિક્ષા દેતા સારીજી રે.

### મ્હાડ.

મારી કોમળ બાળા કુળ અજવાળ્યાં વનમાં કરો હવે વાસ.
પુત્રિ તેં સુખ પર કરી ગણ્યો ચઢીયાતો બાપનો બોલ,
બાપનું બિરદ સુધારવા ગણ્યા વૈભવ તરણાને તોલ રે,
મારી કોમળ બાળા કુળ અજવાળ્યાં વનમાં કરો હવે વાસ.
વૈભવ બ્હેની આ વિશ્વના એ તો નિશ્ચય છે નાશવાન,
સુખ અલૌકિક સાંપડે જન સેવે જો ધર્મને ગ્નાન રે;
મારી કોમળ બાળા.
પુત્રિ પતિવ્રત પાળતાં નારી અવનિમાં થાય અજીત,
દેવ ન તેને દૂભિ શકે જેની સ્વામિમાં પૂરણ પ્રીત રે;
મારી કોમળ બાળા.
પ્રાણ ભલે જાય પરહરી તારૂં પતિવ્રત ચળવા ન દઇશ,
સ્વામિની સેવા કર્યા થકી આખા જગમાં અમર થઇ રહીશ રે;
મારી કોમળ બાળા.
વન વસવું રૂષિને વરી રાજકુંવરીને તે નથી સહેલ,
દેવીને દુર્લભ જક્તમાં એવો આદર્યો તેં શુભ ખેલ રે;
મારી કોમળ બાળા.

સત્ય મનોબળ આ સમે રૂષિ વરવામાં જોઈ જણાય,
તેજ મનોબળ તારૂં તને મોક્ષ પદે લઈ જાય રે;
મારી કોમળ બાળા.
પુત્રિ અમો માત તાતને પરી કરતાં તને, દુઃખ થાય,
રૂષિવર મહિમા વિચારતાં કંઈ ધીરજ ચિત્ત ધરાય રે;
મારી કોમળ બાળા.
સત્ય અને તુજ જ્ઞાનમાં બ્હેની અમને ઘણો વિશ્વાસ,
ઈશ્વર સહાય થજો તને તારી પૂર્ણ થજો સહુ આશ રે;
મારી કોમળ બાળા.

## ત્હાડ.

વ્હાલાં માત પિતાને સ્નેહી સહોદર નિશ્ચિંત રહેજો સદાય.
કાળજે કોરીને રાખું હું પિતા બોધ જે દીધો અમૂલ,
ધર્મ બરાબર સાચવું તેમાં ક્દી પડે નહિ ભૂલ રે,
વ્હાલાં માત પિતાને.
વૈભવમાં ભલે ઉછરી પણ આપ્યું તમે જ્ઞાન દાન,
નિત્ય અનિત્યને પારખ્યાં હવે કોદી ના ભૂલું હું ભાન રે;
વ્હાલાં માત પિતાને.
શાસ્ત્ર શ્રવણ કર્યું તમ ઘરે તેથી કંઇક મળ્યું મને જ્ઞાન,
સાધ્વિ સાવિત્રી જે થઈ ગઇ તેને પગલે કરૂં હું પ્રયાણરે:
વ્હાલાં માત પિતાને.
વનવગડે વનનાં પશુ વન વૃક્ષશું સાધ્યો છે સ્નેહ,
રૂષિવર રોજ કથા કરે મને આનંદ આપશે એહરે,
વ્હાલાં માત પિતાને.
ઇશ્વરી લીલા અનુભવું વળી નિત્ય કરૂં તીર્થ સ્નાન,
સ્વામીની સેવાને સાધતાં કરૂં નિત્ય વચનામૃત પાન રે,
વ્હાલાં માત પિતાને.
તમ ઘેર લાડમાં ઉછરી કદી કડવું કથ્યાં નથી કહેણ,

પ્રાણ સમાન ગણી મને નવ વીસરે વ્હાલના વેણ રે,
વ્હાલાં માત પિતાને.
વાંક કદી મેં કર્યા હશે મને આ સમે આવે ન યાદ,
બાળક જાણી ક્ષમા કરો થયો હોય કદી અપરાધ રે;
વ્હાલાં માત પિતાને.
સત્ય અને ન્યાય નીતિએ મારે હૃદયે રહો સુખ ધામ,
આશીષ આપ વડીલની મારાં સર્વ સુધારશે કામરે;
વ્હાલાં માત પિતાને.

---

" સ્યામ રંગ સમિપે ન જાવું મારે આજ પછી સ્યામ રંગ
સમિપે ન જાવું " એ રાગ.

સ્વામિને સેવે છે ભલા ભાવથી સુકન્યા નિત્ય
સ્વામિને સેવે છે ભલા ભાવથી.
શીખ દેઇ રાય રાણી પૂર ભણી પરવર્યાં,
પુત્રિના વિયોગથી આંસુ ખર્યાં. સુકન્યા.
આવેલાં નરનારી નિજ સ્થાનકે પાછાં ગયાં,
દંપતિ નિવાસે એકલાં રહ્યાં. સુકન્યા.
સ્વામીને પાયે પડી સુકન્યા પછી ઓચરી,
નાથજી નીભાવજો કૃપા કરી. સુકન્યા.
આજથી હું રાજપુત્રિ દાસી થઇ આપની,
માગું છું ક્ષમા હું મારા પાપની. સુકન્યા.
સ્વામીને સેવીને મારે પાપને પ્રજાળવાં,
શાસ્ત્રમાં કહેલાં વ્રત પાળવાં. સુકન્યા.
ધન્યવાદ આપી રૂષિરાય ત્યારે ઓચર્યા,
આજ મારા કોડ તેં પૂરા કર્યા. સુકન્યા.
સ્વામી ભક્તિ સદ્ય તારાં સર્વ કષ્ટ કાપશે,

નિશ્ચય અખંડ સુખ આપશે. સુકન્યા.
ઇશની અગમ્ય વાત કોઇ કદી ના કળે,
પાપ પુણ્ય યોગ્ય સમયે ફળે. સુકન્યા.
તેં કર્યું તે નારીઓમાં કોઇ કરી ના શકે,
ધર્મની કસોટીએ કો' ના ટકે. સુકન્યા.
વૈભવો વટાવી વન વાસ કોઇ ના ગ્રહે,
અંધ આ તપસ્વિ વર ના ચહે. સુકન્યા.
નેત્ર સાટે નારી રત્ન તું મને ભલે મળી.
તારાં મારાં પાપ ગયાં સૌ બળી. સુકન્યા.
નાથજી સુકન્યા કહે પાપ મેં વડું કર્યું,
નેત્ર તણું સુખ આપનું હર્યું. સુકન્યા.
આપ છો તપસ્વિ સ્વામી પાપ નથી કંઇ કર્યું,
ક્યાંથી આવી પાપ આપને નડયું. સુકન્યા.
કહે રૂષિ સુકન્યા મારૂં પાપ હું કહું તને,
પાપ વિના કષ્ટ ના પડે મને. સુકન્યા.
સર્વ સખી સાથ તું સદાય અહીં આવતી,
પેખતો તને હું ભલા ભાવથી. સુકન્યા.
ચિત્ત તારાં રૂપને લાવણ્યતા વિષે વસ્યું,
સુખ તારૂં મેં વિચાર્યું નહિ કશું. સુકન્યા.
ચિત્ત મારૂં ચોરી કદી ના શકે દેવાંગના,
તુજમાં વસ્યું એ પ્રભુ પ્રેરણા. સુકન્યા.
એક પત્નિ, એક વેણુ એજ મારો ટેક છે,
જીંદગી પવિત્ર મારી છેક છે. સુકન્યા.
આપણા સંલગ્નમાં પવિત્ર પ્રભુ હાથ છે,
સૃષ્ટિનાં સુચિન્હ ખરેખાત છે. સુકન્યા.
સીતળ સુગંધી જોને વાયુ આજ વાય છે,
વૃક્ષની ઘટામાં પક્ષિ ગાય છે. સુકન્યા.

દેવનાં આકાશ જાણે દુંદુભિઆ ગરગડે,
મંગળ આશીષ જો કાને પડે. સુકન્યા.
સત્ય ત્યાં સુકન્યા વદે ઇશ અનુકૂળ છે,
અવનવો આનંદ મારે ઉર છે. સુકન્યા.
રાન જાણે વિશ્વવાડી ખીલતી જણાય છે,
નિર્મળાં ઝરણુ વહી જાય છે. સુકન્યા.
આપનું તપસ્વિ તેજ આજ ઘણું તગતગે,
ઉરનો આનંદ મુખે ઝગઝગે. સુકન્યા.
આપના આનંદથી આનંદ મને થાય છે,
મહેલ જાણે મઢીમાં દેખાય છે. સુકન્યા.
વૈભવની આસપાસ પેખું વિષ વેલડી,
આ સ્થળે તો વરસે બ્રહ્મની ઝડી. સુકન્યા.
બ્રહ્મનો આનંદ આ નિવાસમાં વ્યાપી રહ્યો,
આજ મને કષ્ઠક અનુભવ થયો. સુકન્યા.
દંપતિનો દીન એમ વાતમાં વહી ગયો,
સાંજની સંધ્યાનો કાળ આવીઓ. સુકન્યા,
તુર્ત ત્યાં સુકન્યા ઉઠી આસન સુધારતી,
સંધ્યાની સામગ્રી સર્વે લાવતી. સુકન્યા.
નિત્ય નિયમ કાર્યક્રમ સ્વામીએ બતાવીઓ,
સુકન્યાએ સર્વ હૃદય રાખીઓ. સુકન્યા.
નિત્ય પુરા પ્રેમથી તે સ્વામીની સેવા કરે,
કંથની કહેલી વાત મન ધરે. સુકન્યા.
વહેલી ઉઠીને પ્રભાતે સહપતિ પ્રભુ સ્મરે,
શૌચ કાજ લઇ જતી સરોવરે. સુકન્યા.
નાહી રૂષિ નિત્ય કર્મ ત્યાંજ સર્વ સાધતા,
ધ્યાન ધરી ઇશને ઉપાસતા. સુકન્યા.
જળ પવિત્રમાંથી દેવી નાહી ધોઇ નીસરે,

સ્વામીની સુસ્નેહથી પુજા કરે. સુકન્યા.
ઇશને ઉપાસે પાછી સ્વામી સાથ બેસીને,
ગાય છે રસાળ ગીત સ્વર ઝીણે. સુકન્યા.
સ્વામી સાથ પોતે પાછી ઉઠી ઘેર આવતી;
પુષ્પ, ફળ, કંદ, મુળ લાવતી. સુકન્યા.
વૃક્ષની ઘટામાં શોભે પર્ણકુટિકા વડી,
બેસવા લોભાય ચિત્ત બે ઘડી. સુકન્યા.
નિત્ય સતિ વાળી ઝાડી સ્વચ્છ રાખે આંગણું,
દર્ભનું ત્યાં આસન સોહામણું. સુકન્યા.
દોરી લાવી સ્વામીને ત્યાં સ્નેહથી બેસાડતી,
પોતે પછી ભોજન બનાવતી. સુકન્યા.
ત્યાં રૃષિના મુખમાંથી વેદ ધુન્ય વાગતી,
જંગલમાં મંગળ જગાવતી. સુકન્યા.
વેગળેથી બ્રાહ્મણો પ્રવાસી આવી બેસતા,
વેદ વાણી સાંભળી ખુશી થતા. સુકન્યા.
પાઠ જ્યાં પૂરો થતો સુકન્યા બહાર આવતી,
આદરથી અતિથિ બોલાવતી. સુકન્યા.
ભોજનનો ભાગ આપી સર્વને સંતોષતી,
સ્વામીને રસોઇ પાસ લઇ જતી. સુકન્યા.
સ્વામી પાસ બેસી નિત્ય ભોજન કરાવતી,
ત્યાર પછી અન્ન જળ લે સતિ. સુકન્યા.
કામથી પરવારી પાછી સ્વામી પાસ બેસતી,
જ્ઞાન ગોષ્ટિ વાત ચીત ત્યાં થતી. સુકન્યા.
ભામિનીનો ભાવ જોઇ નિત્ય રૃષિ રીઝતા,
ધન્યવાદ આપીને ખુશી થતા. સુકન્યા.
કોઇવાર પ્રેમ લાવી પ્રશ્ન રૂડા પુછતી,
સાંભળી ખુલાસાને ખુશી થતી. સુકન્યા.

એકવાર પ્રેમદાએ પ્રશ્ન એવા પુછીઆ,
સાંભળીને સ્વામી સુખીઆ થયા. સુકન્યા.
નાથ કહો સુખ શું ? એ સુખ તે શાથી મળે ?
શું કર્યાથી જીવને શાંતિ વળે ! સુકન્યા.
કહે ૠષિ તેં ઠીક પુછયું સુખ સર્વને ગમે,
સુખ કેરી પ્રાપ્તિ માટે સૌ ભમે.. સુકન્યા.

**સવૈયા. ( ગરબામાં પણ ગવાય છે. )**

હ્રદય વિષે સંતોષ રહે આનંદ તણો અનુભવ વળિ થાય,
એ સ્થિતિ તે આ લોક વિષે સામાન્ય પણાથી સુખ લેખાય;
વ્યાવહારિક, પારમાર્થિક એવા એ સુખના પણ બેજ પ્રકાર,
નાશવાન વ્યાવહારિક છે ને પારમાર્થિક અવિનાશી ધાર.
વ્યાવહારિક સુખ સાથે આગળ પારમાર્થિકની પ્રાપ્તિ થાય,
સીધે પંથ સદા સંચરતાં શાસ્ત્ર પ્રમાણે જો વરતાય.
એક અનંત અગોચર શક્તિ વિશ્વ વિષે વ્યાપી છે જેહ;
એજ નિયંતા વિશ્વ તણો છે સુખ દુખનો દાતા પણ તેહ.
એવાં કૃત્ય કરો કે જેથી વિશ્વ નિયંતા રાજી થાય,
એને પુણ્ય કહે સૌ લોકો એથી અહીંયાં સુખ લણાય.
વિશ્વ નિયંતાને અણગમતાં અપકૃત્યો તે પાપ ગણાય,
નિંદાપાત્ર ગણે સૌ એને દુઃખ જગતમાં એથી થાય.
સુખ દુખ આ સંસાર વિષે તે પુણ્ય પાપનાં ફળ કહેવાય,
અચળ નિયમ એ ઇશ્વરનો છે એમાં લેશ ન શક લેવાય.
સીતળ ચંદન અંગ લગાડયે નિશ્ચય સૌને શાંતિ થાય,
નિશ્ચય અગ્નિમાં કર મૂકયે દુઃખ થશે ને દાઝી મરાય,
બંટી વાવીને સુખ લણવા ચાહે સદા તે મૂર્ખ ગણાય,
ઘઉ વાવ્યા ખેતરમાં જેણે તેણે બંટી કેમ લણાય.
એમ સદા અપકૃત્ય કરીને કોઇ કદી નવ સુખીઆ થાય,
સુકૃતનું ફળ દુઃખ દઇને ઇશ્વર કેમ કરે અન્યાય.

સુખ દુઃખ અહીંયાં ભોગવવાથી પાપ પુણ્યનો વ્યય થઇ જાય,
જેવાં કર્મ કરે તેવાં ફળ યોગ્ય સમયમાં પેદા થાય.
સુકૃત કરતાં દુખ જણાયું તો તે સાધન સુખનું થાય.
દુષ્કૃત કરતાં જે સુખ પામે ઉંચે તેહ ચઢી પછડાય.
ઉપરથી આ જગને જોતા દેખે ઇશ તણો અન્યાય,
તે કહે છે "પાપી સુખ માણે પુણ્ય પ્રતાપી દુખીઆ થાય."
આવા જનનો અનુભવ કાચો વર્તમાનથી જગને વહાય,
પણ તે ભૂત ભવિષ્ય ન જાણે તેથી લાગે ઉલટો ન્યાય.
વળી કો જન ઉપરથી સુખીઆ અંતરમાં તો લાગે લાહ્ય,
ભોળા જન ભુલીને કહે છે " આ કેવો સુખીઓ કહેવાય "
કોઇ વળી દેખાતા દુખીઆ અંતરમાં સુખ ને સંતોષ,
જોનારાની ભુલ તથાપિ મિથ્યા પ્રભુને દે છે દોષ.
સીધો પંથ સદા ટુંકામાં " નીતિ, ભક્તિ, પરમાર્થ કામ. "
દૃઢતાથી એ પંથે પળતાં સંતો પેખે સુખ તમામ.
દયા, ક્ષમા, ધીરજ ને શાંતિ, સત્ય, પ્રેમ, નીતિ ને ન્યાય,
મોટાં મન જેનાં છે એવા સંત સદા એ રસ્તે જાય.
સંત સદા નિજ દોષ તપાસે કષ્ટ કદી આવે કો કાળ,
ક્ષમા માગી ઝટ ભૂલ સુધારે ઇશ્વર પર નહિ મૂકે આળ.
એવા જન અવનિમાં પેખે નિશ્ચળ જે ઇશ્વરનો ન્યાય,
કષ્ટ કદી આવે એવાને ઇશ્વર તેને કરશે સહાય.
પારમાર્થિક સુખ મેળવવામાં જીવ અમર જાણો સૈ કાળ,
દેહ થકી જુદો જાણીને મન કેળવવા લ્યો સંભાળ.
મન સાથે ઇંદ્રિયો રહીને બાહ્ય વિષયથી માણે મોજ,
વિષય ભોગ ભોગવતાં આગળ તૃષ્ણા વૃદ્ધિ પામે રોજ.
મરણ સમય આવે આગળ પણ વિષય થકી તૃપ્તિ નવ થાય,
અગ્નિમાં ઘૃત હોમ્યાથી જયમ અગ્નિ જવાળા વધતી જાય.
તૃષ્ણા તૃપ્ત ન થાય કદાપિ એજ જગતમાં મોટું દુઃખ,

માટે તૃષ્ણા ત્યાગ કરીને મનમાંથી મેળવવું સુખ.
રાજા રાણા ને શ્રીમંતો વૈભવનો કરતા વિસ્તાર,
તોય ન શાંતિનું સુખ પામે શીર વહે ભૂમિનો ભાર.
ઋષિ મુનિ તૃષ્ણા ત્યાગ કરીને હૃદયે પ્રભુને પેખી રોજ,
જંગલમાં મંગળ વરતાવે શાંત રહીને માણે મોજ.
આ શાંતિનું સુખ સદાનું તેજ મોક્ષ માનો મન માંહ્ય,
નહિ સંકલ્પ વિકલ્પ જગતમાં નહિ ઇચ્છા ભય ચિંતા કાંય.
ઇશ્વરની લીલા અનુભવતા અહોનિશ આનંદમાં જ જણાય,
જન હિત કાર્ય કરે પણ મનની શાંતિમાં કદી ક્ષોભ ન થાય.
આ શાંતિનું સુખ મેળવવા બે રસ્તે બહુ લોકો જાય,
જ્ઞાની જ્ઞાન થકી સુખ પામે, ભક્તો ભક્તિ કરી સુખી થાય.
બન્ને રસ્તા જુદા તો પણ આખર શાંતિમાં ભળી જાય,
ખેંચા ખેંચ કરે મતવાદી ડાહ્યાને હસવાનું થાય.
આધિ, વ્યાધિ, ઉપાધિથી જન આવાને બહુ કલેશ ન થાય,
શાંતિમાં જીવે આ જગમાં શાંતિમાં પરલોકે જાય.
જુનું વસ્ત્ર ઉતારી જાણે વસ્ત્ર નવું જન ધારે કોય,
દેહ તજી દુનિયાને છોડે અંત સમે પ્રભુમાં ચિત્ત પ્રોય.
જ્ઞાન વિચાર અને અનુભવમય, ભક્તિ પ્રેમ ને રસમય હોય,
બંને વાનાં સમજી લેતાં સાચું સુખ પામે સૌ કોય.
બહુ જ વિચાર અને અભ્યાસે એવા સુખની પ્રાપ્તિ થાય,
ચંચળ મન જો સ્થિરતા પામે તોજ જગતમાં શ્રેય સધાય.
મન ચંચળતા એજ અશાંતિ મનની સ્થિરતા શાંતિ ગણાય,
તે માટે ડાહ્યા જન સર્વે, મન સંયમના લેજ ઉપાય.
કો'ઘર માંહ્ય વસે એકાંતે કો'સંસાર તજી વન જાય,
કો' વળિ ધ્યાન ધરે ઇશ્વરનું કો' તપ સાધી કષ્ટે કાય.
એમ અથાગ પ્રયત્નો કરતાં આખર ચંચળ મન જીતાય,
સ્વચ્છ હૃદય દર્પણમાં ત્યારે પેખી પ્રભુને શાંતિ થાય.

સુખ બધાં સંસારી આવી શાંતિ આગળ હીચ સમાન
ઇંદ્ર તણા પદથી પણ અધિકું રૂષિ મુનિને આ શાંતિ સ્થાન.

**શ્યામ રંગ સમીપે ન જાવું—એ રાગ.**

સ્વામીને પાયે પડી સુકન્યા પછી વીનવે,
જ્ઞાન પાઠ આજ એટલો હવે. સુકન્યા.
નિત્યના અભ્યાસથી આ શાંતિને હું મેળવું,
આપની કૃપાથી મન કેળવું. સુકન્યા.
એમ રૂડાં દંપતિ સુખેથી દિન નિર્ગમે,
કોઇ વાર બ્રાહ્મણો આવી નમે. સુકન્યા.
જંગલના લોક પ્રભુ જાણીને પુજા કરે;
કોઇ વાર અતિથી આવી ચઢે. સુકન્યા.
એક વાર છે રૂષિ અખંડ નિજ ધ્યાનમાં,
ભામિની વીણે છે ફુલ રાનમાં. સુકન્યા.
તે સમયે આશ્વનીકુમાર તહીં આવીઆ,
દેવનાઇ ઐાષધીઓ લાવીઆ. સુકન્યા.
જંગલમાં જોઇ બાળા ફુલ એક વીણતી,
મોહ પામ્યા માનનીના રૂપથી. સુકન્યા.
પેખીને સુકન્યા બેઉ વિસ્મય પામી વદ્યા,
જંગલમાં ક્યાંથી આ દેવાંગના ? સુકન્યા.
માનવીના દેહમાં આ ઇશ્વરી સ્વરૂપ છે,
તેજમાં તપસ્વિની અનૂપ છે. સુકન્યા.
કોણ તારો તાત બાળા ! નામ તારૂં શું સતિ !
ભાગ્યશાળી કોણ છે તારો પતિ ? સુકન્યા.
દેવતાઇ રૂપ દેખી ઝંખવાઇ તે જરા,
તોય સામી આવી કરે સરભરા. સુકન્યા.
પુત્રિ હું શર્યાતિની સુકન્યા નામ સુમતિ,
પતિ ભૃગુ પુત્રની વદે સતિ— સુકન્યા.

દેવ કહે તું રાજકન્યા શું તપસ્વિને વરી,
આ તો દેવી ભૂલ તેં ભારે કરી— સુકન્યા.
વીજ સમું તેજ તારૂં સર્વ ગુણથી ભરી,
સ્વર્ગ માંય આવી નથી સુંદરી— સુકન્યા.
વસ્ત્ર કે ઘરેણાં નથી અંગ તારે ઓપતાં,
તોય દીસે તુંથી વન શોભતાં— સુકન્યા.
અંધ આ તપસ્વિ જાણી છોડ તારા ટેકને,
વર દેવી અમારામાંથી એકને— સુકન્યા.
દેવી કહે તપસ્વિ સ્વામી મારે શીરતાજ છે,
આ સ્થિતિમાં મરે રૂડું રાજ છે— સુકન્યા.

## દાણ લીલાનો રાગ.

અશ્વિનીકુમાર-જીર્ણ કાયમાં તે શું લોભાય છે રે,
દેહ મનુષ્યનો એળે જો જાય છે રે,
ફેરો સંસારે ફોગટ થાય રે સુકન્યા દેવને ભજ હે સતિ રે.
સુકન્યા—આ તો પુષ્પના પુંજમાં સાપ છે રે,
આ તો ઢોંગી ધુતારાના બાપ છે રે,
જાણું હૃદય તમારાનું પાપ રે ધુતારા વહેલા થાઓ વેગળા રે.
અશ્વિની—તું તો રાજકુમારી છે આ ભવે રે,
તારે વનમાં વસ્યું કેમ પાલવે રે,
ચાલ સ્વર્ગે વસી સુખ પામ રે સુકન્યા દેવને ભજ હે સતિ રે.
સુકન્યા—મારે વનવાસ આનંદ ઉછળે રે,
ફળ મુળને કંદ આવી મળે રે,
મીઠાં ઝરણાં તણું કરૂં પાન રે ધુતારા વહેલા થાઓ વેગળા રે.
અશ્વિની—તું તો શર્યાતિ રાયની દીકરી રે,
આવા અંધ પતિને તે શું વરી રે,
તને વળગી ખરેખર વેઠ રે સુકન્યા દેવને ભજ હે સતિ રે.

સુકન્યા—નથી અંધ એ આપણુ આંધળાં રે,
સુખ મિથ્યા તથાપિ લાગે ગળ્યાં રે,
બ્રહ્માનંદના એ ભોગી સદાય રે ધુતારા વહેલા થાઓ વેગ૦
અશ્વિની—સુખ સ્વર્ગનાં તેં તો જોયાં નથી રે,
તને વ્હાલો લાગે કેમ આ પતિ રે,
એ તો મૃત્યુને વશ છે સદાય રે સુકન્યા દેવને ભજ હે૦
સુકન્યા—તમે જ્ઞાનમાં ઉંડા નથી ગયા રે,
તુચ્છ વિષયના સુખમાં રમી રહ્યા રે,
એનો અંતે તો હોય વિનાશ રે ધુતારા વહેલા થાઓ વેગ૦
અશ્વિની—અમે દેવ થઇ તને જાચીએ રે,
ઉર પ્રેમ ધરીને ઉપાસીએ રે,
ચાલ સ્વર્ગે વસી સુખ પામ રે સુકન્યા દેવને ભજ હે૦
સુકન્યા—ઇચ્છા દૂષે ખમો કષ્ટ કારમાં રે,
તમે શ્વાન શુકર તણી હારમાં રે,
કીડા વિષય તણા છો નિદાન રે ધુતારા વહેલા થાઓ વે૦
અશ્વિની—તને સ્વર્ગ તણું સુખ ના ગમ્યું રે,
તારે કર્મે લખ્યું દુઃખ કારમું રે,
તારો જન્મારો કષ્ટમાં કાઢરે સુકન્યા દેવને ભજ હે૦
સુકન્યા—માગ સ્વામીની વાણી જે સાંભળે રે,
જીવ જ્ઞાન ગીતા વિષે જે ગળે રે,
ભુલે સ્વર્ગનું નામ નિશાન રે ધુતારા વહેલા થાઓ વેગ૦
અશ્વિની—વૃદ્ધ બ્રાહ્મણને વળી આંધળો રે,
વળી કેડ વિષેથી વાંકો વળ્યો રે,
જાતે ચાલીને કહીં ન જવાયરે સુકન્યા દેવને ભજ હે૦
સુકન્યા—મારા સ્વામીના અવગુણ ગાય છે રે,
બાળી ભસ્મ કરૂં એમ થાય છે રે,
દયા તોય ધરૂં દીલ માંહ્ય રે ધુતારા વહેલા થાઓ વેગ૦

અશ્વિની—તારી દઢતા ને પ્રેમ સ્વામી વિષે રે,
ખરે અદ્‌ભુત એ સઘળું દીસે રે,
ભલે પતિવ્રત તારૂં તું પાળ રે સુકન્યા, ધન્ય છે તુજ ધર્મને રે.
સુકન્યા—અલ્યા હૃદય તો રૂડાં જણાય છે રે,
વિષ વાણી વદી તોય વહાય છે રે,
સત્ય બોલો અને સુખી થાઓ રે ધુતારા વહેલા થાઓ વેગ૦
અશ્વિની—અમે ઉપકાર કરવાને આવીઆ રે,
તારી દઢતાથી બહુજ ખુશી થયા રે,
અમે દેવના વૈદ્ય કુમાર રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.
સુકન્યા—ભલે આવ્યા દયા કરી રાનમાં રે,
મારા સ્વામી સરોવરે ધ્યાનમાં રે,
આપો એમને દર્શન દાન રે કુમારો રાનમાં ભલે આવીઆ રે.
અશ્વિની—નમ્યા દેવીને પૂર્ણ પ્રેમે ભર્યા રે,
પેખી દઢતા કુમારો ત્યાં ઉચર્યા રે,
દેવી ધન્ય તને વર માગ રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.
સુકન્યા—દેવ માગું તો વર માગું એટલો રે,
મારા સ્વામીનાં નેત્ર નવાં કરો રે,
આપો વળતી જે યોગ્ય જણાય રે કુમારો રાનમાં ભલે આ૦

"અસ્તુ" કહીને કુમારો પંથે પળ્યા રે,
દેવી સાથે જઇ ઋષિને મળ્યા રે,
નેત્ર આપ્યાં કરી ઉપચાર રે; સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.
પછી કાયા સુધારી ક્રમે કરી રે,
બ્રહ્મચર્ય પ્રભા મુખપર ઠરી રે,
લઇ આશીષ બોલ્યા કુમાર રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મનેરે.
દેવ વૈદ્ય તો સ્વર્ગે સાધાવીઆ રે,
પછી શર્યાતિરાય ત્યાં આવીઆ રે,
દેખી દંપતિને સુખી થાય રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મનેરે.

ઘેર રાયે વધામણી મોકલી રે;
સહુ સાથે ત્યાં આવી રાણી ભલી રે,
ગુણ કુંવરીના સઘળે ગવાય રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.
રાજા રાણી ને દંપતિ હરખીયાં રે,
[illegible] 'ધર્મવિજય' ને સુખી થયા રે,
સહુ રાજાના પુર પ્રત્યે જાય રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.
રાયે યજ્ઞ પછી તહીં આદર્યા રે,
દેવ સાથે કુમારોને નોતર્યા રે,
કહે ઇંદ્ર ત્યાં ક્રોધે ભરાય રે આ રાજા વૈદ્યને કેમ નોતર્યા રે.
યજ્ઞ ભાગ કુમારોને ના મળે રે,
દેવ વૈદ્યને દોષિત સૌ ગણે રે,
સર્વ યજ્ઞમાં એમજ થાય રે આ રાજા વૈદ્યને કેમ નોતર્યા રે.
રૂષિ ચ્યવન ત્યાં આગળ આવીઆ રે,
તપોબળથી ત્યાં દેવને દાબીઆ રે,
બાધ વૈદ્યકનો કર્યો દૂર રે આ રાજા વૈદ્યને ભલે નોતર્યા રે.
વૈદ્ય રોગ હરી દુ:ખ ફેડશે રે,
એવા ઉપકારનાં ફળ વેડશે રે,
એને દોષિત કેમ ગણાય રે આ રાજા વૈદ્યને ભલે નોતર્યા રે.
આવી ઇંદ્ર પછીથી નમી પડયો રે,
યજ્ઞ ભાગ કુમારોને સંપડયો રે,
રીઝયા રૂષિ કરી પ્રત્યુપકાર રે આ રાજા વૈદ્યને ભલે નોતર્યા રે.
રાયે યજ્ઞ પછી ત્યાં પુરા કર્યા રે,
જોઇ જીવ રૂષિ મુનિના ઠર્યા રે,
થયા આશીષ આપી વિદાય રે સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે.

---

